The Department of Public Instruction, Bombay.

# GUJARÂTI FIFTH BOOK.

## HOPE SERIES.

TWENTY SECOND INTERIM EDITION—10,000 COPIES.

*(Registered for Copy-right under the Government of India's Act XXV. of 1867.)*

Bombay:

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1904



*Price 6 Annas.*

મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણી ખાતું.

# ગુજરાતી પાંચમી ચોપડી.

## હોપ પુસ્તક માળા.

આવીસમી વચગાળેની આવૃત્તિ—૧૦,૦૦૦ પ્રત.



મુંબઈ:

ગવર્મેંટ સેંટ્રલ બુક ડીપો.

ઈસ્વી સન ૧૯૦૪.



કિંમત ૬ આના.

# પાંચમી ચોપડી શિખવવાની રીત.

બાળબોધનું જ્ઞાન સારી પેઠે વધવા સારૂ આ ચોપડીમાં કવિતાના પાઠ બાળબોધ અક્ષરે લખેલા છે તે ધ્યાન રાખી વંચાવવા.

આ ચોપડીના પાઠ શિખવવામાં નીચે લખેલી રીત ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તવું.

મહેતાજીએ ઘણી સંભાળ લઈ એક વાકય બરાબર રીતે ને ઢબ પ્રમાણે છોકરાંને વાંચી સંભળાવવું, ને ત્યાર પછી તેનું તે જ વાકય તેવી જ રીતે ને તેવી જ ઢબથી બે કે ત્રણ છોકરાં પાસે જોડે વંચાવવું. પછી તે ઉપરથી તે વાકયની મતલબ વિષે તથા તેમાં જે અઘરા શબ્દ કે ઉપવાકય લાગે તે વિષે આખા વર્ગમાં સવાલ પૂછવા. અઘરા શબ્દમાં પણ જે પાઠને મથાળે શબ્દો લખેલા છે તે માંહેલા આવે ત્યારે વિશેષે કરીને તે ઉપર ખૂબ ધ્યાન રાખી તેના અર્થ સારી પેઠે છોકરાંના ધ્યાનમાં ઉતારવા, તથા તેમની જોડણી અઘરી હોય તો તે પણ કરાવવી, કેમકે એ મથાળાના શબ્દો અઘરા જાણીને જ કાઢેલા છે.

એ પ્રમાણે એક વાકય થયું એટલે બીજું લઈને તે પણ પોતે વાંચીને છોકરાં પાસે વંચાવી, મતલબ વગેરે પૂછી શિખવવું. એમ કરવાથી બધાં છોકરાંને બરાબર ઉચ્ચાર કરવાની ને બરાબર ઢબથી તથા સમજ સાથે વાંચવાની ટેવ પડશે. વિલાયતમાં તો વર્ગમાંનાં બધા છોકરાં પાસે એક વખત જોડે વંચાવે છે, અથવા વર્ગ ઘણો જ મોટો હોય તો તેની બે ટૂકડીઓ કરીને વારા ફરતી વંચાવે છે, પણ આ દેશની નિશાળોમાં એમ કરેથી ગરબડ થઈ જાય એવું લાગે છે, તેથી માત્ર બબ્બે ત્રણ ત્રણ છોકરાં પાસે જોડે વંચાવવાનું લખ્યું છે.

ઉપર કહ્યા મુજબ એકેક વાકય કરીને આખો પાઠ વાંચી સંભળાવ્યા પછી તથા તેની મતલબ સમજાવ્યા પછી એકેક છોકરા કને છૂટક છૂટક વંચાવવું. બધાં છોકરાં વાંચી શકે એટલો વખત ન મળે,

તો સૌથી નઠારૂં વાંચનારા છોકરા પાસે પહેલાં વંચાવવું, અને તે બરાબર ઢબ અને રીત પ્રમાણે વાંચી શકે એવું કરવું.

ભૂગોળના પાઠ વાંચતી વખતે જે પ્રકરણ ચાલતું હોય તે ખંડ કે દેશનો નકશો વર્ગમાં ટાંગવો, અને જે જે જગ્યાનાં નામ આવે તે બાળકોને બતાવવાં.

# ગુજરાતી પાંચમી ચોપડીનું સાંકળીઉં.

## નીતિ સંબંધી.

## સામાન્ય જ્ઞાન સંબંધી.

પાઠ. વિષય. પૃષ્ઠ.

## ચરિત્ર, ઇતિહાસ અને રાજનીતિ.



## પ્રાણી તથા વનસ્પતિ સંબંધી.



## ભૂગોલ વિદ્યા સંબંધી.

# પાંચમી ચોપડી.

## પાઠ ૧. રાજ ભક્તિ.

હિન્દુઓના ધર્મ પુસ્તકોમાં કહ્યું છે કે, રૈયતે રાજાના હુકમમાં રહેવું. જે માણસ પોતાના રાજાના હુકમમાં રહે છે તેને વફાદાર કે રાજભક્ત કહે છે. ઈશ્વર ઇચ્છાથી આપણા દેશમાં ઇંગ્રેજ સરકારનું રાજ્ય થયું છે, અને હાલમાં આપણે બધા મહારાજા કૈસરે હિન્દ એડ્વર્ડ ૭ માના અમલ નીચે છીએ. તેમના અમલમાં કોઈ આપણા ઉપર જૂલમ કે અન્યાય કરી શકતું નથી, અને આપણું સારૂં સંરક્ષણ થાય છે, માટે આપણે બધાએ મહારાજાનો પાડ માની ખરા રાજભક્ત થઈ રહેવું જોઇએ.

જે લોકો સારા અને સમજુ હોય છે, તેઓ પોતાના દેશના રાજકારભારમાં કાંઈ ખામી જુએ છે તો પણ રાજ ભક્તિ તજતા નથી. માત્ર તે બાબત તેઓ રાજાને નમ્રતાથી અરજ કરે છે. તેઓ સારી પેઠે સમજે છે કે લોકો રાજ ભક્ત હશે, તો જ દેશમાં બખેડા નહિ થાય, ચોરી, લૂટ, મારામારી, ખૂન, વગેરે ગુન્હા અટકશે, વેપાર રોજગાર સારો ચાલશે, દેશની સંપત્તિ વધશે, અને સારા કાયદા થઈ લોકોનું કલ્યાણ થશે.

પરંતુ જે લોકો નઠારા અને અણસમજુ હોય છે, તેઓ પોતાના રાજાની સામે ફિતુર કરે છે, એથી આખી પ્રજાની ખરાબી થાય છે. ગરીબના ઉપર જુલમ થાય છે, તેની દાદ કોઈ સાંભળતું નથી, લોકોનાં કલ્યાણનાં કામો બંધ

પડે છે; ધંધો રોજગાર પડી ભાગે છે, અને ઠામ ઠામ મારા મારી ને કાપા કાપી ચાલે છે. છેવટ સરકાર પોતાની ફોજ વડે તેવા નઠારા બંડખોર લોકોને સજા કરે છે.

ઈ૦ સ૦ ૧૮૫૭ માં બંગાળામાં અને ઉત્તર હિન્દુસ્તાનમાં લશ્કરી સિપાઇઓએ બળવો કીધો, તેથી હિન્દુસ્તાન ઉપર જે વિપત્તીઓ ગુજરી તે આપણા જાણવામાં છે. એવી આફત ફરીને ન આવે એવું આપણે સઘળાએ ઈશ્વર પાસે માંગવું જોઈએ. મહારાજાની સરકારના માયાળુ અમલ નીચે આપણા જાનમાલનું રક્ષણ થાય છે, તેથી આપણી ફરજ છે, કે એ સરકારના કાયદા પ્રમાણે બરાબર ચાલવું, અને મહારાજાને તથા તેમના સોંપેલા અધિકાર બજાવનારા પ્રતિનિધિઓના હુકમને તાબે થવું. રાજાના ઉપર પ્રીતિ રાખવી, તેમને માન આપવું, અને સદા તેમને તાબે રહેવું, એવો આપણા લોકોમાં અસલથી જ ચાલ છે. આપણે એ ચાલ કદી ભૂલવો નહીં.

એક ઇંગ્રેજ કવિએ હાલમાં જ સ્વર્ગવાસી થયલાં મહારાણીજીનું બધી વાતે કલ્યાણ ઇચ્છનારૂં એક સુંદર ગીત બનાવ્યું છે તેને મળતી ગરબી આપણા કવિ રાજે કરી છે, તે આ પછીના પાઠમાં આપી છે.

---

# पाठ २. महाराणीजीनी गरबी.*



अचळ करुणा कुशळ विध विध
संहार हाम विजया कुंवरी
अमरवेल कृपानाथ अखंड सोहाग
परिवार दीपावडो समाज अफळ

---

* आ आवृत्ति सुधारी छापवा मोकल्या पछी महाराणी साहेबनो स्वर्गवास थयो, तेथी आ कविता बदलवानुं बनी शक्युं नथी.

अमे ईश्वर मागीए एटलुं,
वडी प्रेम वाळी घणां वर्ष जीवो विक्टोरिआ;
तमे आपो कृपा करी तेटलुं,
पूरो हैडामां पामीए हर्ष; जीवो० १

एना अचळ अमल अम पर हजो,
करजो करुणाथी कुशळ कल्याण; जीवो०
दिन दिन चडती कळा ने दोलत थजो,
वली विध विध पामो वखाण; जीवो० २

एना सघळा शत्रुने संहारजो,
थाजो दुष्टना अफळ उद्योग; जीवो०
विजया कुंवरीनो विजय वधारजो,
जे छे जगतपतिपणा जोग; जीवो० ३

ईश्वर अखूट दोलत एने आपजो,
सर्वे समयमां रहेजो सहाय; जीवो०
एनां कष्ट कृपा निधि कापजो,
जेनो जश घणो जगमां गवाय; जीवो० ४

जेना राजथी जन सुखीआं थयां,
हजो एनो अखंड सोहाग; जीवो०
दुःख जुलमनां जेथी मटी गयां,
उपज्यो अंग उमंग अथाग; जीवो० ५

आखा जगमां अचळपणुं पामजो,
एनो निर्मळ न्याय सदाय; जीवो०

एनो सुजश संसारमां जामजो,
जेथी गुणी जन ग्रंथमां गाय; जीवो० ६

दयावंत दिसे छे दिपावडो,
अेनो सद्गुणी राज समाज; जीवो०

एने चोगणी हाम चित्ते चडो,
एनी रक्षा करो महाराज; जीवो० ७

जेम अमर वेली वधे बहु बहु,
एम वधजो एनो परिवार; जीवो०

कहे दलपतराम सजन सहु,
कहो कुंवरीनो जय जेयकार, जीवो विक्टोरिआ. ८

---

## पाठ ३. महाराणीजीनुं जाहेरनामुं.—भाग १.

ई० स० १८५८ સુધી હિન્દુસ્તાનના ઇંગ્રેજી મુલકનો રાજ્ય કારભાર નામદાર ઈસ્ટ ઇન્ડિયા કમ્પની નામે મંડળી ચલાવતી હતી. એ મંડળી ઇંગ્લાંડમાં ઈ૦ સ૦ ૧૬૦૦ માં સ્થાપન થઈ હતી, તેનો મૂળ હેતુ આ દેશ સાથે વેપાર કરવાનો હતો. શરૂઆતમાં કેટલીક મુદ્દત સુધી તેણે વેપારમાં જ ધ્યાન આપ્યું, પણ પાછળથી દેશની રાજ્ય વ્યવસ્થામાં એવી ગરબડ થઈ કે તેને લડાઈમાં ઉતરી મુલક જીતવાની જરૂર પડી. આ બાબતની સઘળી હકીકત હિન્દુસ્તાનના ઇતિહાસમાંથી મળશે. અહીં એટલુંજ કહેવું બસ થશે, કે ઈસ્ટ ઇન્ડિઆ કમ્પની પોતાની સત્તાથી હિન્દુસ્તાનનો કારભાર ચલાવતી ન હતી. તે ઇંગ્લાંડના રાજાની વતી અહીં

રાજ્ય કરતી હુતી. આ દેશમાં રાજ્ય ચલાવવાનો અધિકાર તેને ઇંગ્લાંડની પાર્લામેન્ટ સભા તરફથી મળ્યો હતો, અને તે બાબત તેને વખતો વખત સનંદ આપવામાં આવતી હુતી.

સને ૧૮૫૭–૫૮ માં આ દેશમાં લશ્કરી સિપાઈઓનો બળવો થયો ત્યાર પછી, પાર્લામેન્ટ સભાની નજરમાં એમ આવ્યું કે, હિન્દનો રાજ કારભાર કમ્પની પાસેથી લઇ લેવો, અને તે મહુારાણી વિકટોરીઆએ પોતે ચલાવવો. ત્યારથી ઈંગ્લાંડના રાજકર્તા પોતાના નોકરો માર્ફત જાતે આ દેશનો અમલ ચલાવે છે. મહુારાણીજીએ સને ૧૮૭૭ માં કૈસરે હિન્દનો ઇલકાબ ધારણ કર્યો તે સમયે દિલ્હીમાં મ્હોટો દરબાર ભરવામાં આવ્યો હુતો. ઉપર કહ્યું કે મહુારાણીજીએ ઈ૦ સ૦ ૧૮૫૮ માં હિન્દનો કારભાર કમ્પની કનેથી પોતાના હાથમાં લીધો, તે વેળા તેમણે આ દેશ ઉપર બહુ મહેરબાની કરીને એક જાહેરનામું બહાર પાડ્યું હતું, અને તે બધા લોકોને વાંચી સંભળાવવાનો હુકમ કાઢ્યો હતો. એ હુકમ પ્રમાણે હિન્દ માંહેલા તેમના તાબાના બધા મુલકમાં એ જાહેરનામું ઇંગ્રેજી તથા દેશી ભાષામાં મોઠા ઠાઠથી વંચાવ્યું હતું, અને તેની નકલો સઘળા દેશી રાજા રજવાડા ઉપર પણ મોકલવામાં આવી હતી. મહુારાણીજીનું કૃપાં ભરેલું જાહેરનામું હવે પછીના પાઠોમાં આપ્યું છે.

## પાઠ ૪. મહારાણીજીનું જાહેરનામું.—ભાગ ૨.

મુકામ અલાહાબાદ. સોમવાર, તારીખ ૧ લી માહે નવેંબર સન ૧૮૫૮ ઈસવી.

૧મલિકા ૨માઆઝમા ૩ઇંગ્લિસ્તાન એઓને ત્યાંથી હિંદુસ્તાન માંહેના રાજા રજવાડા તથા સરદાર તથા બીજા લોકોને

૧. રાણી. ૨. મહાન્ કે મોટી. ૩. ઇંગ્રેજોનો દેશ, ઈંગ્લાંડ.

હેઠળ લખેલું મહેરબાનીનું જાહેરનામું પ્રસિદ્ધ કરવા સારૂ નવાબ ગવરનર જનરલ બહાદુરને હુકમ [1]સાદર થયો છે.

---

હિંદુસ્તાન માંહેના રાજા રજવાડા તથા સરદાર તથા બીજા લોકોને મલિકા માઆઝમા [2]દર [3]ઈજલાસ કાઉન્સિલનું

**જાહેરનામું.**

---

વિક્ટોરિયા—ઇશ્વરની કૃપાથી ગ્રેટબ્રિટન, તથા આયર્લાંડ આ સંયુક્ત રાજની, તથા એ રાજના તાબામાં યૂરોપ, એશિયા, આફ્રિકા, અમેરિકા અને આસ્ટ્રલેશિયા આ ખંડો મધ્યે જે વસાહતી, તથા ઉપરાજયો છે, તે સર્વની મલિકા માઆઝમા તથા ધર્મ સંરક્ષક.

આજ સુધી હિંદુસ્તાન માંહેના મુલકનો રાજ કારભાર અમારી વતી આનરબલ્ ઈસ્ટ ઈંડિયા કંપની ચલાવતી હતી. તે પોતે જ ચલાવવો એવું કેટલાંએક મહત્ત્વનાં કારણોથી પાર્લમેન્ટ સભામાં એકઠા થયલા [4]સ્પિરિચ્યુઅલ, તથા [5]ટેમ્પરલ લોર્ડ અને [6]કોમન એઓની સલાહથી, તથા અનુમતથી અમોએ ઠરાવ્યું છે.

વાસ્તે અમો હવે આ જાહેરનામાથી જણાવીએ છૈએ તથા પ્રસિદ્ધ કરીએ છૈએ કે, ઉપર લખ્યા પ્રમાણે સલાહ તથા અનુમત લેઈને સદરહુ રાજ કારભાર અમોએ અમારા હાથમાં લીધો છે; અને સદરહૂ મુલક માંહેની અમારી સર્વ રૈયતને ફરમાવીએ છૈએ કે અમારી સાથે તથા અમારા વારસોની સાથે અને અમારા [7]જાયનિશીનો સાથે તમોએ

---

૧. જાહેર. ૨. માં. ૩. બેઠક. ૪. ધર્મખાતાંના (લોર્ડ) વડા અધિકારીઓ. આચાર્યો. ૫. સામાન્ય (લોર્ડ) અમીરો. ૬. લોકોએ પસંદ કરેલા મુખ્યારો. ૭. પાછળ ગાદીપર બેસનારા.

ઈમાનથી તથા ખરેખર પ્રજા ધર્મ પ્રમાણે ચાલવું; અને આજ પછી સદહૂ મુલકનો રાજ કારભાર અમારે નામે તથા અમારી તરફથી ચલાવવા સારૂ, જે જે વખતે જેની જેની નિમણુક અમો કરીએ, તે તે અધિકારીઓનો હુકમ તમોએ માનતા જવું.

અમો અમારા ઘણા વિશ્વાસુ અને ઘણા પ્યારા મંત્રિ નવાબ ચાર્લ્સ જૉન [1]વૈકૌંટ કયાંનિગ સાહેબનાં ઈમાન તથા યોગ્યતા તથા શાહાણપણ ઉપર પૂરો વિશ્વાસ અને ભરોસો રાખીને, તેઓને એટલે સદહૂ વૈકૌંટ કયાંનિગ સાહેબને સદહૂ મુલકમાં અમારા પહેલા વૈસરાય તથા ગવર્નર જનરલ ઠરાવીએ છૈએ તથા નીમીએ છૈએ; અને અમારે નામે સદહૂ મુલકનો રાજ કારભાર ચલાવવાને, તેમ જ એક મુખ્ય સ્ટેટ [2]સેક્રેટરીની મારફતે જે જે હુકમ તથા કાયદા તેઓને વખતે વખતે અમારે ત્યાંથી પહોંચે, તે પ્રમાણે હરેક બાબતમાં અમારે નામે તથા અમારી તરફથી વહિવટ કરવાનો તેઓને અધિકાર આપીએ છૈએ.

આનરબલ્ ઈસ્ટ ઇન્ડિયા કમ્પનીએ હાલમાં જે જે મુલકી તથા લશ્કરી કામ ઉપર જે જે આસામીઓને નીમેલા છે, તે સર્વને તે તે કામ ઉપર અમે કાયમ કરીએ છૈએ. આગળ જેવી અમારી મરજી થશે, અને જે કાયદા તથા કાનુન અમે ઠરાવશું તે પ્રમાણે ફેરફાર થશે.

## પાઠ ૯. મહારાણીજીનું જાહેરનામું.—ભાગ ૩.

અમો હિન્દુસ્તાન માંહેના રાજા રજવાડાઓને જાહેર કરીએ છૈએ કે તેઓની સાથે આનરબલ્ ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ જે તહનામાં, તથા કરારનામાં કરયાં હશે, અથવા જે સદહૂ

---

૧. અમીરની એક પદવીનું નામ. ૨. હિન્દુસ્તાનનો પ્રધાન.

કંપનીના હુકમથી થયાં હશે તે સર્વ અમારે કબૂલ છે; અને અમો બરાબર પાળશું; તેજ પ્રમાણે રાજા રજવાડાઓએ પણ પોતપોતાની તરફથી તે તહનામાં, તથા કરારનામાં પાળવાં જોઇએ.

અમારૂં જે હાલનું રાજ છે તે વધારવાની અમોને મુદ્દલ ઈચ્છા નથી. અમારા રાજને તથા રાજ્યાધિકારને ધક્કો પહોંચાડવાને કોઈ યત્ન કરશે તો, અમો તેને સજા કર્યા વગર રહેશું નહિ. અને તે જ પ્રમાણે બીજાના મુલકને, તથા હકને ધક્કો પહોંચે એવી વાત અમો કદી મંજૂર કરશું નહિ. જે પ્રમાણે અમો અમારો અધિકાર, અમારો દરજ્જો, અને અમારો મરતબો સંભાળી રાખીએ છૈએ, તે જ પ્રમાણે હિંદુસ્તાન માંહેના રાજા રજવાડાઓનો અધિકાર તથા દરજ્જો અને મરતબો અમો સંભાળી રાખશું. રાજા રજવાડાઓની, તેમજ અમારી રૈયતની, આબાદાની તથા બઢતી થાય એવું અમો ઇચ્છિએ છૈએ; અને એ વાત દેશમાં સ્વસ્થતા તથા સારા પ્રકારની રાજ્ય વ્યવસ્થા હશે તો જ બનશે.

અમારી બીજી સર્વ રૈયત બાબત જે રાજ ધર્મ અમો અવશ્ય માનીએ છૈએ, તે જ રાજ ધર્મ હિંદુસ્તાન માંહેના અમારા મુલકની રૈયત બાબત અમોએ પાળવા જોઇએ એવું અમો સમજીએ છૈએ; અને ઈશ્વરની કૃપાથી તે સર્વ વાસ્તવિક રીતે તથા અંતઃકરણથી પાળશું.

ખ્રિસ્તિ ધર્મના ખરાપણા ઉપર અમારો પૂરો વિશ્વાસ છે, અને ધર્મના યોગથી જે સમાધાન થાય છે તે સંભારીને અમો ઈશ્વરનો ઉપકાર માનીએ છૈએ. એવું છે તો પણ ધર્મ સંબંધી જે અમારા વિચાર છે તેનો અમારી રૈયત પાસે સ્વીકાર કરાવવા બાબત સખતી કરવાનો અમને અધિકાર નથી; તેમ તેવી ઇચ્છા પણ નથી. ધર્મ સંબંધી વિચારના

અથવા આચરણના સબબથી કોઈની તરફદારી થાય નહિ, કોઇને ઈજા થાય નહિ, અને કોઇને દુઃખ થાય નહિ; તે જ પ્રમાણે કાયદાનો આશ્રય સર્વને સમાન રીતે નિષ્પક્ષપાતપણે મળે એવી અમારી આજ્ઞા છે. અમારા સર્વ અધિકારીઓને અમારી સખત તાકીદ છે કે અમારી રૈયતની ધર્મ સંબંધી સમજણ, અથવા ભક્તિ વિષે તેઓએ કોઈ પ્રકારે હાથ ઘાલવો નહીં; ઘાલશે તો તેઓની ઉપર અમારી મોટી ગેર મરજી થશે.

---

## પાઠ ૬. મહારાણીજીનું જાહેરનામું.—ભાગ ૪.

વળી અમારી એવી આજ્ઞા છે કે અમારી રૈયતમાં જે કોઈ વિદ્યાએ કરીને તથા હુશિયારીએ કરીને અને પ્રમાણિકપણે જે જે સરકારી કામો બરાબર ચલાવવાને લાયક હશે, તે તે કામો અનુકૂલ હશે તે પ્રમાણે બેદિક્કત અને ધગર તરફદારીએ તે લોકોને, ન્યાત અથવા ધર્મ ઉપર નજર રાખ્યા વગર, આપવા.

બાપ દાદાથી ચાલતી આવેલી જમીન ઉપર હિંદુસ્તાનના લોકોનો પ્યાર છે તે અમોને માલમ છે, અને અમારા ધ્યાનમાં છે. સરકારનું વાજબી લેણું હશે તે લેઈને લોકોના જમીન બાબત જે જે હક હશે તે તે તેઓની પાસે સુરક્ષિત રાખવા, અને હરેક બાબતમાં કાયદા ઠરાવતી વખતે તથા તે અમલમાં લાવતી વખતે હિંદુસ્તાનમાં જે પ્રાચીન હકો તથા વહિવટ તથા રિવાજ ચાલતા આવ્યા હોય તે ઉપર યોગ્ય રીતે નજર રાખવી, એવી અમારી આજ્ઞા છે.

રાજના લોભી માણસોએ પોતાના દેશના લોકોને ખોટું ખોટું સમજાવીને ફસાવ્યા, અને દંગો કરવાને પ્રવૃત્ત કીધા; એવાં તેઓનાં કામથી હિંદુસ્તાનના લોકોને ઈજા અને દુઃખ

પ્રાપ્ત થયાં; તેણે કરીને અમને ઘણું દુઃખ થયું છે. દંગો કરનારાઓનો પરાજય કરીને દંગો બેસાડી દીધો, એ ઉપરથી અમારૂં સામર્થ્ય સર્વને જાહેર થયું છે; પણ સદરહુ પ્રમાણે ફસેલા લોકોમાંથી જે પાછા યોગ્ય રીતે ચાલવા ઈચ્છે છે તેઓની ઉપર દયા કરીને તેઓના અપરાધની ક્ષમા કરવી એવી અમારી મરજી છે.

વધારે ખુનરેજી ન થાય તથા હિંદુસ્તાન માંહેના અમારા મુલકમાં સ્વસ્થતા વહેલી થાય એવા ઈરાદાથી, એક પ્રાંતમાં તો અમારા વૈસરાય તથા ગવરનર જનરલે, આગળ જે દુઃખકારક દંગા થયા તેમાં જે લોકોએ સરકારની વિરૂદ્ધ ગુન્હા કીધા તેમાંના ઘણા ખરા લોકોને કેટલીએક શરતથી ગુન્હાની માફી થશે, એવી આશા દેખાડી છે; અને જેઓના ગુન્હા માફ કરવા લાયક નહિ હશે તેવા ગુન્હેગારોને શી શી સજા થશે, તે પણ તેઓએ ઠરાવ્યું છે. સદરહુ તજવીજ અમારા વૈસરાય અને ગવરનર જનરલે કરી તે અમારે કબૂલ મંજુર છે; અને એ સિવાય વળી અમો જાહેર કરીએ છીએ તે હેઠળ મુજબઃ—

---

## પાઠ ૭. મહારાણીજીનું જાહેરનામું.—ભાગ ૬.

અંગ્રેજ સરકારની રૈયતનાં ખૂન કરવામાં પ્રત્યક્ષ સંબંધ રાખવાની જેની ઉપર શાબીતી થઈ હોય અથવા થાય, તે ગુન્હેગારો ઉપર દયા કરવી, એ ન્યાય વિરૂદ્ધ છે; પણ તે સિવાય બાકીના સઘળા ગુન્હેગારો ઉપર દયા કરવામાં આવશે.

ખૂની ગુન્હેગારોને જે લોકોએ જાણી જોઇને આશ્રય આપ્યો હશે, અથવા જેઓ દંગો કરવાને, આગેવાન અથવા પ્રવર્તક થયા હશે તેઓને જીવદાન સિવાય બીજો કંઈ દિલાસો દેવાતો નથી; પણ એવા માણસો સરકારની સાથે બેઈમાન

થવાને શા કારણથી પ્રવૃત્ત થયા, તેનો પક્કો વિચાર તેઓની ઉપર સજા ઠરાવતી વખત કરવામાં આવશે; અને મતલબી માણસે ખોટી વાત ઊડાવી હોય તે છેક જ અવિચારથી ખરી માનીને જે લોકોએ ગુન્હા કીધા એવું માલમ પડે, તે લોકો બાબત ઘણીજ રહેમ નજર રાખવામાં આવશે.

સદહૂ માણસો સિવાય જે લોક દંગામાં હોય અને લડાઈ કરતા હોય તેઓ જો પોતપોતાને ઘેર પાછા આવીને સ્વસ્થપણે પોતપોતાનો કામ ધંધો કરવા માંડશે તો, તેઓએ અમારી વિરૂદ્ધ, અમારા રાજ વિરૂદ્ધ અને અમારા દરજ્જા વિરૂદ્ધ કરેલા સઘળા ગુન્હા વિસરી જઈને, કંઈ શરત કર્યા વગર તેઓને માફી તથા ક્ષમા મળશે, એવો અમે આ જાહેરનામાથી દિલાસો આપીએ છૈએ.

ગુન્હાની માફી, તથા મહેરબાની કરવા બાબતના જે નિયમ ઉપર લખ્યા છે, તે પ્રમાણે આવતા જાનેવારી મહિનાની ૧ લી તારીખ પહેલાં જે ચાલશે તે સર્વેને માફીના તથા મહેરબાનીના સદહૂ ઠરાવ લાગુ કરવા, એવી અમારી આજ્ઞા છે.

ઈશ્વરની કૃપાથી જ્યારે હિન્દુસ્તાનમાં સ્વસ્થતા થશે, ત્યારે તે દેશના વેપાર ધંધાને ઉત્તેજન આપવું, લોકોપયોગી અને લોકોનાં કલ્યાણનાં કામોની વૃદ્ધિ કરવી, અને તે દેશમાં રહેનારી અમારી સર્વે રૈયતનું સારૂં થાય એવી રીતે રાજ કારભાર ચલાવવો, એવી અમારી અંતઃકરણથી ઈચ્છા છે. અમારી રૈયતની આબાદાની એ જ અમારૂં સામર્થ્ય, તેઓનો સંતોષ તે જ અમારા રાજની મજબૂતી, અને તેઓની કૃતજ્ઞતા તે જ અમને ઉત્તમ ફળ એવું અમે માનીએ છૈએ. રૈયતના કલ્યાણ બાબત અમારી જે આ ઈચ્છા છે તે પાર પાડવાને સર્વ શક્તિમાન જે પરમેશ્વર તે અમને તથા અમારા અધિકારીઓને સામર્થ્ય આપે એવી અમારી પ્રાર્થના છે.

# પાઠ ૮. ખરૂં કામ કરવાની છાતી ચલાવનાર છોકરો.—ભાગ ૧.

## તોબરે.

જીવણરામ એક દહાડો પાંચ વાગે નિશાળેથી આવ્યો, તેવો જ એક ખૂણે પોતાનું દફતર ફેંકી તોબરા જેવું મોં કરી બડબડતો બેઠો. તેની મા ગુલાબ વહુએ જોયું કે આજ ભાઈના મિજાજ ગયા છે; પણ તે કાંઈ બોલી નહિ. એવું થતું ત્યારે તે એને છેડતી જ નહિ; પણ જીવણરામથી ચૂપ બેશી રહેવાયું નહિ. તે ધારતો હતો કે મા પૂછશે, પણ તેણે તો કાંઇ પૂછ્યું નહિ, ત્યારે પોતે જ ઘુસ્સામાં બોલી ઉઠયો કે, મારે પેલા જયાનંદ જોડે બનવાનું નથી; હું તને સાફ કહું છું.

ગુલાબ વહુએ પૂછ્યું, જયાનંદ વળી કોણ? તેણે શું કીધું? જીવણરામે કહ્યું, એ એક નવો નિશાળીઓ છે. એ પંદર દહાડા થયાં અમારી નિશાળે આવે છે, પણ એને કોઈ જોડે બનતું નથી. એ છોકરો અમારી નિશાળેથી જાય તો સારૂં. આજ સવારે નિશાળનો ઘંટ વાગ્યા પહેલાં મેં એને કહ્યું કે, મારા ભમરડાની આર નીકળી ગઈ છે, માટે તારો ભમરડો ફેરવવા આપ. તે કહે, ના. તને નિશાળે જતાં મોડું થાય. મને મોડું થાય કે વહેલું થાય તેમાં એને શું? વળી મહેતાજીએ અમને હિસાબ લખાવ્યા, ત્યારે એક દાખલો મને આવડતો નહોતો, માટે મેં જયાનંદને કહ્યું કે, મને તારી સ્લેટમાં જોવા દે. તે કહે, ના, તેમ થાય નહિ. એ વાજબી નહિ. વાજબી ગેરવાજબીની સમજણ તો જાણે બધી એનામાંજ આવી ગઈ! હું જરા જોઈ લેત તો કોઈ જાણત નહિ. પણ પોતાને સૌની જગા લઈ પહેલા થવું, તે કેમ જોવા દે? ખરૂં કારણ તો એ જ હશે, નહિ મા? ગુલાબ વહુએ તે વેળા તો કશો જવાબ દીધો નહિ.

## પાઠ ૯. ખરૂં કામ કરવાની છાતી ચલાવનાર છોકરો.—ભાગ ૨.

રાત્રે વાળુ કીધા પછી જીવણરામનો રોષ ઉતર્યો જોઈ તેની માએ તેની જોડે એ વિષે મીઠાં વચનથી વાત કરી તેને સમજાવ્યું કે, તને થોડી વાર સારૂ ભમરડો આપી રમવાની લેહમાં નાંખે, ને તેથી તું વખતસર નિશાળે જાય નહિ, એ ખોટું, માટે ન આપ્યો એ ઠીક કીધું; ને પોતાની સ્લેટમાં જોવા નહિ દીધું, એ પણ ઠીક કીધું, કેમકે તેનામાં જોઈ તું ખરો હિસાબ કરી મહેતાજીને દેખાડે. મહેતાજી જાણે કે તે કીધો હશે, ત્યારે મહેતાજીને છેતર્યા કહેવાય. જયાનંદનું ભૂંડું બોલ્યા ને બદલે ઉલટો તારે તેનો પાડ માનવો જોઇએ, કેમકે આજ તેણે તને એ વાંક કરતાં અટકાવ્યો. તને કોઈ દાખલો ન આવડતો હોય તો શીખવે, પણ પોતાની સ્લેટમાં જોવા દઈ વર્ગમાં જગા લેવા દે, એ બહુ ખોટું. એ છોકરો મને તો સારો લાગે છે; તું ફરીથી એની જોડે કામ પાડી જોજે. મને લાગે છે કે ગેરવાજબી નહિ હોય, તેવું જ કામ એ કરશે.

ઊંઘ્યા પહેલાં માના કહેવા પર જીવણરામે વિચાર કર્યો, તો પણ જયાનંદ સારો છોકરો છે, એવી તેની પક્કી ખાતરી થઈ નહિ. માટે સવારે તેની પરીક્ષા કરવાને ઠરાવ્યું. ઘેર ગણવાના હિસાબ આપ્યા હતા, તેમાંનો એક પોતાથી થતો નહોતો, માટે સવારમાં ઊઠી જયાનંદને ઘેર ગયો. જયાનંદે ઘણી ખુશીથી પોતાને આવડતું હતું તેટલું શીખવ્યું; વાંચવાના તથા બીજા પાઠમાં પણ મદદ કરી; પછી કહ્યું અલ્યા જીવણરામ, કાલે મેં તને ભમરડો ન આપ્યો, તેથી તને માઠું તો લાગ્યું હશે, પણ એમ હોય તો તારી ભૂલ છે. મેં તો તારા ભલા સારૂ ના કહી. મને જે ખરૂં લાગે તે હું હુંમેશા કરૂં છું ને કરીશ.

# પાઠ ૧૦. ખરૂં કામ કરવાની છાતી ચલાવનાર છોકરો.—ભાગ ૩.

**યત્ન સુધારો હાંસી દુર્ગુણ**

વળી જયાનંદે વધારે સમજાવીને કહ્યું કે, મારી ચાલ આપણી નિશાળના બીજા છોકરાને ગમતી તો નહિ હોય, પણ તેમને જલદી માલમ પડશે કે હું ખરૂં કરૂં છું, ને તેમના ફાયદાને માટે જ કરૂં છું. તારા ભમરડાની આર નીકળી ગઈ છે; તે કાલ સુધી નવી થવાની નથી, માટે આજ મારે ભમરડે છુટ્ટીની વેળાએ રમજે.

કેટલાએક મહિના ગયા કેડે જીવણરામની માએ પૂછ્યું, કેમ દીકરા, હવે તને જયાનંદ જોડે બને છે કે નહિ? જીવણરામે કહ્યું, "મા, એના જેવો ડાહ્યો છોકરો મારી નિશાળમાં કોઈ નથી, ને દુનિયામાં પણ નહિ હોય. એ બહુ જ ભલો છે. પરમેશ્વર જેથી રાજી થાય એવું એને લાગે તેવું જ કામ એ કરે છે. પહેલાં સૌ છોકરાં એની મશ્કરી કરતાં, પણ હવે સઘળાં એનાપર હેત રાખે છે. એ સૌને ઘણો જ વહાલો લાગે છે. એ ડાહ્યો અને સારા સ્વભાવનો છે, અને છુટ્ટીમાં સૌ સાથે રમે છે. જ્યારે કોઇને પાઠ કે હિસાબ ન આવડે ત્યારે એ બતાવે છે, પણ પહેલાં પોતાની મેહેનતથી શીખવાને યત્ન કર્યા છતાં ન આવડે, ત્યારે જ શીખવે; તે પહેલાં નહિ. એનાથી નિશાળમાં ઘણો જ સુધારો થયો છે."

બધાં છોકરાં જયાનંદનાં જેવાં હોય તો કેવું સારૂં! સૌ છોકરામાં ખરૂં ને વાજબી કરવાની હીંમત હોય તો કેટલો ગુણ થાય! જે એમ કરે તેની પહેલાં કદાપિ હાંસી થાય, પણ આખરે સૌ તેને માન આપે ને ચાહે. નિશાળમાંથી કજીઓ, કંકાસ, ને દુર્ગુણ નાશ પામે એટલુંજ નહિ, પણ આગળ સારી રીતે ચાલવાને તેમને ટેવ પડે.

## પાઠ ૧૧. પક્ષી.



કેટલાંએક પશુનાં શરીર ઉપર સાફ ચામડી હોય છે. તેપર નાના વાળ હોય છે. કેટલાંકને લાંબા વાળ, કેટલાંકને રૂવાં, ને કેટલાંકને ઊન હોય છે. પશુને બરડાની કરોડ હોય છે, તેમ પક્ષીઓને પણ હોય છે. બીજાં પ્રાણીને મોં હોય છે, પણ પક્ષીને તેને બદલે ચાંચ હોય છે. બીજાં પ્રાણીને ઘણું કરીને ચાર પગ, કે બે પગ ને બે હાથ હોય છે, પણ પક્ષીને બે પગ ને બે પાંખ હોય છે. બીજાં પ્રાણીને ઘણું કરીને બચ્ચાં અવતરે છે પણ પક્ષી ઇંડાં મૂકે છે, ને

તેને સેવે છે ત્યારે માંહેથી બચ્ચાં નીકળે છે. બીજાં પ્રાણીનાં હાડકામાં ગર જેવું હોય છે, પણ પક્ષીનાં હાડકાં પોલાં ને માંહે હવા ભરેલી હોય છે, તેથી તેને ઉડવાને સહેલું પડે છે. પક્ષીને પીછાં હોય છે તે પણ પોલાં ને હલકાં હોય છે. પક્ષી આપણી પેઠે એકલાં નસકોરાં વતી જ શ્વાસ લે છે એમ નહિ, પણ તેના શરીરમાં છિદ્રો હોય છે, તે વતી હવા અંદર લે છે, તેથી તેના શરીરમાં બહુ હવા ભરાય છે, અને તેણે કરીને તે ઊંચે ઊડે છે. જેમ પશુ પશુમાં ફેર છે, તેમ પક્ષી પક્ષીમાં પણ છે. કેટલાંએકની ચાંચ વાંકી, અણીઆળી, ને કઠણ હોય છે, તથા તેઓના નખ પણ અણીઆળા હોય છે; તે વતી તેઓ બીજાં જાનવરને મારી નાંખે છે; ગીધ, ગરજીણ, સમળી, બાજ, ઘૂવડ, વગેરે એ જાતનાં પક્ષી છે. કેટલાંક પક્ષીની ચાંચ લાંબી સીધી ને કઠણ હોય છે; કાગડા, લક્કડ ખોદ, ચાસ, સારસ, વગેરે એ જાતનાં પક્ષી છે. કેટલાંએકની ચાંચ નરમ હોય છે; ચકલી, કૂકડી, કબૂતર, દેવ ચકલી, હોલા, વગેરે એવાં પક્ષી છે. ઉપર કહેલાં સઘળાં પક્ષીને પગે ચાર ચાર આંગળાં હોય છે, પણ કેટલાંએકને આંગળાં વચ્ચે ચામડી આવી જઈને તે સંધાઈ ગયલાં હોય છે, તેથી તે પાણી ઉપર ચાલી શકે છે; જળ કૂકડી, બતક, વગેરે પક્ષી એવાં હોય છે. વળી બીજાં કેટલાંએક પક્ષીને બે આંગળાં આગળ ને બે પાછળ હોય છે; મોર, કોયલ, પોપટ, મેના, કાકા કઉવા, દેવ તરસ્યો, વગેરે એવાં છે. કેટલાંક કાદવમાં ચાલનારાં પક્ષી છે. તેના પગ લાંબા, ને શરીર હલકાં હોય છે; તેમાં બગલાં વગેરે છે. આ પાઠને મથાળે મોરનું ચિત્ર છે.

## પાઠ ૧૨. સિંધવ.

સિંધવ ખાણામાંથી નીકળે છે, અને તે દુનિયાના સઘળા ભાગોમાં મળી આવે છે. કેટલીક ખાણો તો એવી મોટી હોય છે કે તેમાં આશરે આઠસોથી હજાર માણસ કામ કરે છે, અને તેમાંનાં ઘણાંખરાં માણસો તો ખાણમાંથી બહાર પણ જતાં નથી. ખાણના નીચલા ભાગમાં મોટા મોટા રસ્તાઓ અને ઘરો બાંધેલાં હોય છે અને તે સઘળાનો દેખાવ એક ગામડા જેવો લાગે છે.

આપણા દેશમાં સિંધવની ખાણો સિંધુ નદીના પ્રદેશમાં છે અને તેમાંથી ઘણા ઊંચા પ્રકારનો સિંધવ નીકળે છે. એમ કહેવામાં આવે છે કે આવો ચોકખો સિંધવ દુનિયાના બીજા કોઈ પણ ભાગમાં ભાગ્યે જ નીકળતો હશે.

ખાણોમાંથી સિંધવ એક સરખો નીકળતો નથી. કોઈ ખાણોમાંથી ચોકખો નીકળે છે, અને કોઈમાં માટી ભળેલી હોય છે. ચોકખો સિંધવ એમને એમ વપરાશમાં લે છે, પણ માટીવાળા સિંધવને પાણીમાં ઓગાળીને કચરો કાઢી નાંખે છે. મેલ કાપવાને તેમાં કેટલીક વાર ચૂનો પણ નાંખવામાં આવે છે, અને પછી તે પાણીને મોટા તાવડામાં ઊનું કરે છે, તેથી પાણી બળી જાય છે. ઘણે ખરે ઠેકાણે ખાણમાં ચોકખું પાણી રેડવામાં આવે છે, તેથી સિંધવ પાણીમાં ઓગળી જાય છે. પછી તે પાણીને બંબા વતી ઉપર ખેંચી લે છે. આથી ખાણમાં માણસોને ઉતરવાની જરૂર રહેતી નથી. વિલાયતમાં જે સિંધવની ખાણો છે, તેમાં આ પ્રમાણે કરવામાં આવે છે. જે દેશમાં બળતણ મોઘું હોય છે ત્યાં એ પાણીને તડકે સૂકવે છે.

સિંધવ અને આપણે જે ખાવામાં વાપરીએ છીએ તે મીઠું એ બન્ને એકજ વસ્તુ છે, ફેર માત્ર એટલો જ કે સિંધવ

ખાણોમાંથી નીકળે છે, અને મીઠું દરિયાનાપાણીને અથવા કૂવાના પાણીને સૂકવીને બનાવવામાં આવે છે.

---

## पाठ १३. झाडनी टीशीओ.—भाग १.

એક દહાડો પાનખર ઋતુમાં વનમાળીના બાપે એને કહ્યું કે, હવે થોડા દહાડામાં ઝાડને પાંદડાં આવશે. વનમાળી બોલ્યો, બાપા, ઝાડ પર હમણાં પાકાં પાકાં પાંદડાં થોડા દેખાય છે. તે રોજ રોજ ખરી પડતાં જાય છે. એ બધાં ખરી પડશે, ત્યારે ઝાડ મરીને સૂકાં લાકડાં જેવાં નહિ થઈ જાય ?

**બાપ**—ના, તે નહિ સૂકાય, ભાઈ. જેવું તું દેખે છે તેવું જ હું દેખું છું. તું ધારે છે કે તે સુકાઈ જશે, પણ હું તેમ ધારતો નથી, કેમકે તને સારી પેઠે તપાશીને જોવાની ટેવ નથી, તેથી તને એમ લાગે છે. જ્યારે હું તારા જેવડો નાનો હતો, ત્યારે મને પણ ખબર નહોતી. જ્યારે મોટો થયો ત્યારે તપાસ કરીને જોવા લાગ્યો, અને મને માલમ પડ્યું કે પાનખર ઋતુમાં જે ઝાડનાં પાંદડાં ખરી પડે છે, તેને ત્યાર પછી પાછાં નવાં આવે છે. તે પાંદડાં કેમ આવે છે તે બીજે વરસે મેં તપાશી જોયું; ત્યારે માલમ પડ્યું કે, સૂકી ડાંખળીને છેડે એક ગોળ કે લાંબી ટીશી થાય છે અને તે ટીશીમાંથી કુંપળ ફૂટે છે.

**વનમાળી**—બાપા આ ઝાડ ઉપર દેખાય છે તે ટીશીઓ કે ?

**બાપ**—હા ભાઈ, હવે એમાંથી પાંદડાં ફૂટશે ને પછી ફૂલ આવશે. ત્યાર કેડે કેટલેક દહાડે જ્યારે ટીશીઓ મોટી થઈ, ત્યારે વનમાળીને દેખાડવા માટે તેનો બાપ કેટલીક તોડી લાવ્યો. તેમાંની એક વનમાળી હાથમાં લઇને બોલ્યો, "બાપા, એની માંહે શું હશે તે મને દેખાડો ને ?" ત્યારે તેણે એક મોટી ટીશી લઇને ચાકુ વતી

ચીરીને તેના બે ભાગ કર્યા. તે જોઇને વનમાળી બોલ્યો, બાપા, માંહે તો પાંદડાં કે ફૂલ કાંઈ એ નથી.

**બાપ**—નથી કેમ? છે, જરા તપાશીને જો તો ખરો. જો એ ઝાડ પર રહી હોત, તો એમાંથી પાંદડાં ને ફૂલ નીકળત.

---

## પાઠ ૧૪. ઝાડની ટીશીઓ.—ભાગ ૨.

પછી વનમાળીએ ચપ્પુના પાના વતી માંહેથી પાંદડાં જેવી જણસ કાઢી, પણ તે લીલા રંગની નહોતી, માટે તે બોલ્યો, આ ઉપર ધોળું ધોળું શું? આ તો મારો કાન પાકયો હતો, ત્યારે માંહે રૂનું પૂમડું મૂકયું હતું તેવું દેખાય છે.

**બાપ**—ભાઈ, ધોળું ધોળું રૂ નથી, એ તો ટીશીઓને હુંફાળી રાખવા સારૂં છે. તેણે પાંદડાં ચપ્પુ વતી બહાર કાઢયાં, ને વનમાળીને તપાશી જોવા આપ્યાં. ત્યારે વનમાળી બોલ્યો કે, વાહ! એ પાંદડાં કેવાં એક ઉપર એક ચોંટી ગયાં છે! જો એમ નહિ હોત તો આટલાં પાંદડાં આટલી નાની ટીશીમાં કેમ માત? પણ બાપા, આ ઉપરનો ભાગ શો છે?

**બાપ**—ભાઈ, એ પણ પાંદડાં છે. પણ તે ટાઢ લાગ્યાથી જરા કઠણ થયાં છે. એ માંહેનાં પાંદડાંને બહુ જાળવે છે, અને ઘણી હુંફ વાળે છે.

**વનમાળી**—ખરી વાત, જેમ મારી ધાબળી મને હુંફાળો રાખે છે તેમ. પણ મને ફૂલ દેખાડશો?

**બાપ**—આ રહ્યું. (એમ કહીને ટીશીની વચ્ચોવચથી કાંઈ ચપ્પુની અણી વતી કાઢયું, ને ફૂલની કળી જેવું કાંઈ દેખાડયું.) એ મોટું ફૂલ થાત. ભાઈ, હવે કહે, એ ટીશી ફાટીને માંહેથી પાંદડાં ને ફૂલ નીકળે ને તે મોટાં થાય તો તે અસલ કેવાં હતાં તે તું ઓળખે કે?

**વનમાળી**—એમાં શું છે? તે પાંદડાં માંહે હતાં ત્યારે નાનાં હતાં, ને પછી ઘણાં મોટાં થયાં, પણ આકાર તો તેનો તે જ.

**બાપ**—પણ એ મોટાં થતાં પહેલાં શું થાય, તે તું જાણે છે?

**વનમાળી**—ના, બાપા.

**બાપ**—જો, આ ટીશી મોટી થાય, પછી તે ફાટે, ને માંહેથી પાંદડાં નીકળે ત લીલાં થાય. પછી કળી આવીને ફૂલ થાય, ને તે ખીલે ને સુંદર દેખાય. એ સઘળું થવાને વરસાદ ને સૂરજનો તાપ જોઈએ. તે ન હોય તો તેઓ કરમાઈને મરી જાય. વાહ! જગત્કર્તાએ આટલી ટીશીમાં કેટલી જણસ ભરી છે!

---

## પાઠ ૧૯. સૂરત.—ભાગ ૧.



**સબબ લાતા માજી**

સૂરત શહેર તાપી નદીને દક્ષિણ કિનારે તેના મુખથી વીસ મૈલને અંતરે છે. એ શહેર પહેલાં પશ્ચિમ હિંદુસ્તા-

નમાં ઘણું નામીચું ગણાતું હતું. એમાં વેપાર ઘણો સારો ચાલતો, અને પૈસો પણ ઘણો હતો. એ શહેરના ઉપર આગ તથા રેલની કેટલીક મોટી આફતો પડી, તેના સબબથી તેની હાલત અગાઉના સરખી નથી; વળી તાપી નદીના બારામાં રેતીના દાંડા નીકળવાથી તે પૂરાઈ ગઈ, તેને લીધે તેમાંથી મ્હોટાં વહાણો આવી શકતાં નથી; તથા હાલ મુંબઈ વેપારનું મથક થયું. આ કારણોથી સૂરતમાં વેપાર રોજગાર નબળો પડી ગયો છે.

એ શહેરને અસલ બે કોટ હતા, તેમાંનો એક નાનો અને બીજો મોટો. નાના કોટની અંદર જેટલો ભાગ આવેલો છે તેને શહેર કહે છે, અને નાના તથા મોટા કોટની વચ્ચે જે ભાગ આવેલો છે તેને પરૂં કહે છે. સૂરતના માજી કોટવાલ અરદેશર બહાદુરે સરકારની રજા લઈ કેટલીએક અડચણો મટાડવાને સારૂ નાનો કોટ તોડાવી નાંખ્યો છે. નાના કોટને છ ભાગળ છે, તથા તાપી નદી ઉપર જવાની ચાર બારીઓ છે. પરાની આસપાસનો અથવા મોઠો કોટ કેટલીએક જગ્યાએ નબળો થઈ ગયો છે. એ કોટને બાર દરવાજા છે, અને ઉપર કહેલી ચાર બારીઓ સુદ્ધાં છ બારીઓ છે. એ શહેરમાં એક નાનો કિલ્લો છે, તે તાપી નદીના કિનારા પર છે. એ કિલ્લાની આસપાસ એક ખાઈ છે, અને તે ઉપર ઉપાડી લેવાય એવો લાકડાંનો પૂલ છે. એ કિલ્લામાં કલેકટર તથા માજીસ્ત્રેટ, તેના આસિસ્ટંટો, અને કેટલાક બીજા સરકારી કામદારોની કચેરી છે. કિલ્લાથી ઉત્તર પાસે તાપી નદી પર લોઢાનો મ્હોટો પૂલ બાંધ્યો છે તેને હોપ પૂલ કહે છે. તથા કિલ્લાથી દક્ષિણ બાજુએ એ શહેરની મ્યુનિસિપાલિટીએ એક મ્હોટો બગીચો બનાવ્યો છે, તેને "રાણીનો બાગ" કહે છે. તે લોકના વપરાસને માટે છે, તેથી

સાંજે ત્યાં ઘણા લોકો ફરવા જાય છે. એ બાગ ઘણો સુંદર અને મનોહર બનાવ્યો છે. સૂરતના માજી કલેકટર હોપ સાહેબે એ કરાવ્યો હતો.

અંગ્રેજ લોકો હિન્દુસ્તાનમાં વેપાર કરવાને પહેલી એ શહેરમાં સને ૧૬૧૨ માં કોઠી કરી હતી. વલંદા લોકોએ વેપારને વાસ્તે બંદર બાંધેલું છે. તેને વલંદાનું બંદર કહે છે. ત્યાં તેમની કોઠી હતી. શહેરના જે ભાગમાં તે લોકોએ પોતાને રહેવાને ઘર બાંધેલાં હતાં તેને વલંદાવાડ કહે છે. વળી ફિરંગી લોકોએ વેપારને વાસ્તે એક લાતી બાંધી હતી.

## પાઠ ૧૬. સૂરત.—ભાગ ૨.

**અમલદાર દરિયા મહેલ રેલવે યૂરોપીઅન ડક્કા ફુરજો**

એ શહેરમાં આગળના મુગલાઈ અમલદારોની ઘણી સારી ઈમારતો છે. તેમાં નવાબ સાહેબનો તથા બક્ષી સાહેબનો દરિયા મહેલ મુખ્ય છે. પણ તેઓના ઉપર મરામત ન થવાથી કેટલીએકની હાલત ખરાબ થઈ ગઈ છે. એઓમાંથી કેટલીએક ઈમારતો નદીના કિનારા પર આવેલી છે, તેથી સામે પારથી શહેરનો દેખાવ ઘણો સારો માલમ પડે છે. પરાંના થોડાક શરિયામ રસ્તા ઘણું કરીને સીધા ને પહોળા છે, પણ શહેરના તો ઘણું કરીને સાંકડા છે. મ્યુનિસિપાલ ખાતું નીકળવાથી રસ્તાની હાલત દિવસે દિવસે સુધરતી જાય છે, અને કીલ્લાથી રેલવે સ્ટેશન સુધી જે નવી સડક બાંધી છે તે ખરેખર વખાણવા લાયક છે. એ સડક પર અલ્લાયાની વાડી સામે મી૦ ફ્રેઝર નામે પારસી ગૃહસ્થે એક મોટો મિનારો બંધાવ્યો છે; તેના પર મોટું

ઘડીયાળ મૂકયું છે તે શહેરના ઘણા ભાગમાં સંભળાય છે. મોટા રસ્તા પર પાણી છંટાય છે, તથા રાત્રે દીવા મૂકાય છે. ઘણું કરીને સઘળાં ઘરને બે બારણાં હોય છે, અને દરેક મહોલ્લાની અથવા પોળની બાંધણી એવી છે કે તેની બંને બાજૂએ લોકને અથવા ગાડી ઘોડાને જવા આવવાને રસ્તા હોય છે. યૂરોપીઅન સરકારી કામદારોનાં મકાન શહેરના પશ્ચિમ ભાગમાં છે. શહેરમાં ઊંચ વર્ણની વસ્તી વધારે છે, અને પરાંમાં કણબી વગેરેની વધારે છે.

એ શહેરમાં વહોરા તથા પારસીઓની ઈમારતો તથા બંગલા પણ સરસ છે. એ શહેરની નદીમાં પહેલાં મોટાં વહાણ ચાલી શકતાં હતાં તેથી વેપારમાં ઘણોજ ફાયદો હતો; પણ નદી પૂરાતી જાય છે તેથી વહાણોને આવતાં ઘણી વાર અડચણ પડે છે. દેશાવર ખાતે અનાજ, લક્કડ, રૂ, ગોળ વગેરે માલ જાય છે. આગળ બધો માલ ફુરજેથી ચઢતા, પણ તે જગ્યાએ પાણી કમી થવાને લીધે કિલ્લાની પાસે એક નવો ડક્કો બાંધેલો છે. હાલ તે પણ પૂરાઈ જવાથી નિરૂપયોગી જેવો થઈ પડયો છે. કોઈ કોઈ વાર ત્યાંથી દેશાવર ખાતે જવાને બારકસો ભરાય છે. રેશમ વગેરે ભારે મૂલનો સામાન આગ ગાડીની માર્ફત બહાર મોકલવામાં આવે છે.

એ શહેરમાં સૂતર કાંતવાના તથા કાપડ વણવાના વરાળના ત્રણ સાંચા ચાલે છે. તે ઉપરાંત કસબી સામાન તથા ગજીનો થોડો થોડો ધંધો ચાલે છે. વળી હાલમાં અહીંથી નંદરબાર સુધી "ટાપ્ટી વ્હેલી રેલવે" નીકળી છે તેનું મથક સૂરતમાં થયું છે, તેથી પણ શહેરના વેપારને લાભ થવાનો સંભવ છે.

## पाठ १७. संप विषे.

## मंत्री चख आदिक नृप निज भ्रात प्रधान.

### छप्पो.

संवत सैके तेर, साल एकावन ज्यारे,
दिल्ली अलाउद्दीन, तख्त पर बेठो त्यारे;
मंत्री मलेक जेबं, अमल करवा रुचि जोडी,
विख दई मार्यो शाह, शाहजादा चख फोडी;
पण एक मास दिन पंच सुख, भोगवी भूंडी रीते मुओ,
तजी संप नहि सुख संपजे, जरूर विचारीने जुओ.

दिल्ली आदिक देश थया जगमां नृप जे जे,
जेह न सेव्यो संप, मुआ वण मोते ते ते;
को'क कुंवरे हण्यो, हण्यो को'ने निज भ्राते,
को'क प्रधाने हण्यो, हण्यो को'ने पितु माते;
शुभ रीते संप न सेवते, राजा रंक पीडाय छे.
धनथी सुख को' नथी धारतुं, संप थकी सुख थाय छे.

क० द० डा०

# પાઠ ૧૮. મગર.—ભાગ ૧.



## અદ્ભુત

એશિયા, આફ્રિકા ને અમેરિકાના જે દેશોમાં તાપ બહુ પડે છે, ત્યાંની મોટી નદીઓમાં મગર ઘણા હોય છે. આપણા ઘરમાં ગરોળી હોય છે, તેના જેવો મગરનો ઘાટ છે. પણ ગરોળી વેંતથી એ નાની હોય છે, ને મગર બાર તેર હાથ લાંબો હોય છે. મગરનો રંગ તમાકુના જેવો હોય છે. એની પીઠે એવાં જાડાં ભીંગડાં હોય છે કે તેમાં બંદૂકની ગોળી પણ પેસવી કઠણ. એના મોઢાની ફાડ બહુ મોટી હોય છે, તેમાં ઘણા અને તીણા દાંત હોય છે.

મગરી પોતાનાં ઈંડાં નદી કે તળાવ કાંઠે રેતીમાં મૂકે છે. ત્યાં તે સૂરજના તાપથી સેવાય છે. એ ઈંડાં મોટાં જાંબુ કરતાં પણ મોટાં હોય છે, અને તે સાપને બહુ ભાવે છે, માટે તે

તેને શોધી શોધીને ખાય છે. મિસર દેશમાં ઇક્ન્યૂમન કરી ઝીણું જાનવર થાય છે, તે એ ઇંડાં ખોળી કાઢવામાં તથા તેને ફોડી નાંખવામાં ઘણાં જ ખબરદાર હોય છે. એ માટે અસલના વખતમાં ત્યાંના લોક ઇક્ન્યૂમનની પૂજા કરતા. મગરનાં બચ્ચાં ઈંડાંમાંથી નીકળે છે, તેવાં જ પાણી ભણી દોડે છે; પણ ત્યાં પહોંચતાં પહેલાં માર્ગમાં પક્ષી તથા બીજાં જાનવરો તેમાંનાં સેંકડોને મારી ખાય છે.

થોડા પાણીવાળી જગ્યામાં તથા તળાવમાં એ કેવી અદ્ભુત રીતે શિકાર કરે છે તે જાણવા જેવું છે.

## પાઠ ૧૯. મગર—ભાગ ૨.

ભગત વ્યાધિ

મગરને શિકાર કરવો હોય ત્યારે જ્યાં જાનવર પાણી પીવા આવતાં હોય, ત્યાં જઈ પાણી ઉપર સ્થિર બેસી રહે છે, તેવારે તે સડેલા સૂકા લાકડા જેવો જણાય છે. જેવો શિકાર આવ્યો કે તલપ મારી તેને પકડી ઊંડા પાણીમાં ઘસડી જઈ મારી ખાય છે. નદીમાં મુડદાં તણાઈ આવ્યાં હોય, તેને પણ ખાઈ જાય છે. આ કામ તો એ બહુ સારૂં કરે છે, કેમકે નહિ તો મુડદાં કોહી જઈ માંહેથી દુર્ગંધ નીકળે, ને તેથી આસપાસનાં ગામના લોકમાં મરકી વગેરે વ્યાધિ પેદા થાય. મગર ઘણું ખરૂં તો માછલાં ખાઇને જીવે છે. મિસર દેશના અસલના લોક જે જાનવરોની પૂજા કરતા, તેમાં મગર પણ હતો. ત્યાંની નદીઓમાં ઘણા મગર હતા; તેમને બહાર કાઢી સોના હીરાનાં ઘરેણાં પહેરાવીને, તથા ખુશબોદાર ફૂલના હાર ઘાલીને, તેઓ તેમની આગળ ભાત ભાતના મેવાનો પ્રસાદ ધરાવતા. આ દેશની નદીઓમાં પણ મગર હોય છે. સિંધમાં કરાંચી આગળ એક તળાવ છે, તેમાં

બહુ મગર રહે છે. ત્યાંના કેટલાએક લોકો તેની પૂજા કરે છે, ને તેને સારાં સારાં ભોજન જમાડે છે. એથી એ તળાવમાં તે એટલા તો વધીને મસ્ત થઈ ગયા છે કે પાળ પર ફરતા માણસને પકડી ખાઈ જાય છે. એ વાતની સરકારને ખબર પડી ત્યારથી એવો હુકમ કીધો છે કે જે માણસો એ મગરને ખવરાવે છે, તેમણે તેઓને જાળવવા જોઈએ, ને એ મગર કોઇને મારી નાંખશે તો તેના કુટુંબનું ભરણ પોષણ મગરના ભગતોને કરવું પડશે.

---

## પાઠ ૨૦. પોલાદ.—ભાગ ૧.

કાચી ધાતુમાંથી લોઢું શી રીતે બને છે તેનું વર્ણન આપણે પાછલી ચોપડીમાં કરી ગયા છીએ. ભઠ્ઠીમાંથી જે લોઢું નીકળે છે તે ચોકખું હોતું નથી. પણ તેમાં બીજી પણ કેટલીક વસ્તુઓ મળેલી હોય છે. તેમાં મુખ્યત્વે કરીને કોલસાનો ભાગ ઘણો હોય છે.

કોલસાના ઓછા વત્તા પ્રમાણને લીધે લોઢાંના ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે, અને તેને ભરતરનું લોઢું, ઘડતરનું લોઢું અને પોલાદ કહે છે.

ભરતરનાં લોઢાંમાં કોલસાનું પ્રમાણ સેંકડે દોઢથી ચાર ટકા જેટલું હોય છે, અને ઘડતરના લોઢામાં સેંકડે અડધા ટકા જેટલા કોયલા હોય છે. ભરતરનું લોઢું સખત પણ જલદીથી ભાંગી જાય એવું હોય છે, અને ઘડતરનું લોઢું પોચું હોય છે તેથી એ લોઢું કાપવા કૂપવાના ઓજારના કામમાં આવી શકતું નથી. કાપવા કૂપવાનાં ઓજાર પોલાદનાં થાય છે.

પોલાદ બનાવવાની રીતો ઘણી છે. કાચી ધાતુમાંથી બનાવવું હોય તો તેમાંથી પણ બની શકે છે, પણ ઘણું કરીને તેને ઘડતરના અથવા ભરતરના લોઢામાંથી બનાવવામાં આવે છે.

ઘડતરના લોઢામાંથી પોલાદ બનાવવાની રીત નીચે પ્રમાણે છે:—એક ભઠ્ઠીમાં ગમે તેવા તાપથી પણ પિગળે નહિ એવી ઈંટની બે ચોરસ પેટીઓ બનાવેલી હોય છે. તે પેટીઓમાં ઘડતર લોઢાના કટકા ભરે છે, અને તે કટકાઓના વચ્ચેના પોલાણમાં કોલસાનો ભૂકો ભરે છે. પછી મથાળે કોલસાના ભૂકાનો થર કરીને એ પેટીઓ બંધ કરે છે. પેટી બંધ કરીને ભઠ્ઠી સળગાવે છે, અને તેને આશરે સાતથી દશ દિવસ સુધી બળવા દે છે. પેટીઓને એક છેડે બાકું હોય છે તેમાંથી થોડે થોડે દિવસે લોઢાનો કટકો કાઢીને તપાસે છે; અને જ્યારે જોઈએ તેવું પોલાદ તૈયાર થાય છે, ત્યારે ભઠ્ઠીને તેની મેળે થંડી પડવા દે છે. જ્યારે તે છેક થંડી પડી જાય છે, ત્યારે પેલી પેટીઓ ઉઘાડે છે, અને તેમાંથી લોઢાના કટકા કાઢીને તેના નાના નાના કટકા કરે છે, અને તેને જાત વાર જુદા પાડે છે. ત્યાર પછી તેને પ્લંબેગોના વાસણોમાં ગાળીને બીબાંમાં રેડે છે, તેથી તેના મોટા ગઠ્ઠા બને છે. આ ગઠ્ઠાને પોલાદ કહે છે.

આજથી ચાળીસ પિસ્તાળીસ વર્ષ પર આ રીતે પોલાદ બનાવવામાં આવતું. આથી લોઢાની સાથે કોલસાનો વધારે ભાગ મળવાથી લોઢું વધારે કઠણ થાય છે; પણ તેની અંદર જે બીજી મેળવણી હોય છે તે તેમની તેમ રહે છે તેથી એ સહેલાઈથી ભાંગી જાય છે. એ મેળવણીની વસ્તુઓ દૂર કરી લોઢામાં જોઈએ તેટલા કોલસા મેળવીને પોલાદ બનાવવાની રીત નીચે પ્રમાણે છે.

પહેલાં આશરે પાંચસેંથી ૬૭૨ મણ સુધી લોઢું લે છે. એ લોઢામાં આશરે બે અઢી ટકા જેટલા કોલસા હોય છે. એને એક ભઠ્ઠીમાં ગાળે છે, અને પછી તે રસને એક મ્હોટી કોઠી જેવા લોઢાના વાસણમાં રેડે છે. એ વાસણની નીચે કેટલાંક કાણાં હોય છે, અને તે કાણાંમાંથી ઘણા જોરથી પવન ફૂંકવામાં આવે છે. આથી કરીને એ રસની અંદરની મેળવણી તથા

કોલસા બળવા માંડે છે, અને કોઠીને મોઢે એક મ્હોટો ભડકો થાય છે, અને ફું ફું કરતો મોટો અવાજ થાય છે. તેનો દેખાવ જ્વાળા મુખી પર્વત જેવો થઈ રહે છે. અંદરની મેળવણીની ચીજો બળી રહે છે એટલે એ ભડકો હોલવાઈ જાય છે. પછી એ કોઠીને વાંકી વાળીને તેનો રસ બીબાંમાં રેડે છે, એટલે પોલાદના મોટા સળીઆ થઈ જાય છે. આ બધું કરતાં ફક્ત વીસ જ મિનિટ લાગે છે.

આવી રીતે બનાવેલું પોલાદ કાણાંવાળું તથા હવાથી ભરેલું હોય છે. તેથી એને યંત્રમાં દાબવામાં આવે છે, કે એની અંદરની હવા નીકળી જઈ તે એક સરખું થઈ જાય.

---

## પાઠ ૨૧. પોલાદ.—ભાગ ૨.

ઉપર કહેલી બે રીતો સિવાય પોલાદ બનાવવાની બીજી ઘણી રીતો છે, પણ એ બે ઉત્તમ છે; અને હાલમાં તો એ બીજી રીતથી જ પોલાદ બનાવવામાં આવે છે. આપણા દેશમાં પણ અસલ લોઢું અને પોલાદ બનતું, અને તે એટલું ઉત્તમ જાતનું બનતું કે આજે પણ તે જોઇને લોકો આશ્ચર્ય પામે છે. આજે સર્વ કામ વરાળ યંત્રથી થાય છે, અને તેથી તે સોંઘુ, સફાઈદાર અને ઘણી ટૂંકી મુદતમાં થઈ શકે છે; પણ તે વખતે તો લોકોને હાથે જ બધું કામ કરવું પડતું. તેવા વખતમાં આજના જેવું ઉંચા પ્રકારનું પોલાદ બનતું એ જોઇને કોને આશ્ચર્ય ન લાગે?

અસલના હિંદુઓ લોઢું બનાવવામાં કેટલા હુશિયાર હતા તે નીચેની બાબત પરથી માલમ પડે છે. દિલ્હિની પાસે કુતુબ મિનાર કરીને મુસલમાન લોકોની એક મસજીદ છે. તેમાં એક લોઢાનો થાંભલો છે. તેની લંબાઈ ઓછામાં ઓછી ૩૦ ગજ છે. એ થાંભલાની ટોચ પર એક ટોપ જેવું

છે. તેના પર સંસ્કૃતમાં લેખ છે તે ઉપરથી માલમ પડે છે કે ઇ૦ સનના ચોથા સૈકામાં તે ઊભો કરવામાં આવ્યો છે. હાલમાં યૂરોપ ખંડ અને તેમાં મુખ્યત્વે કરીને ઇંગ્લાંડ કળા કૌશલ્યમાં બહુ આગળ વધેલું છે, તે છતાં તે દેશના લોકો પણ એમ કહે છે કે, અમારા વરાળ યંત્રના મ્હોટા મ્હોટા સાંચાથી પણ આવો થાંભલો બની શકે નહિ. હિંદુ લોકો ફક્ત હાથની જ મહેનતે અને કાંઇ પણ સાંચા વગર આવો ગંજાવર સ્તંભ કરી શકયા તે અચંબો પમાડે છે.

ઉપર કહ્યું તે પ્રમાણે કાપકૂપ કરવાનાં સઘળાં ઓજારો પોલાદનાં બનાવવામાં આવે છે. પણ તે ઓજારોને ધારવાળાં કરવાને પાણી પાવું પડે છે. પાણી પાવાની રીત નીચે પ્રમાણે છેઃ—

પહેલાં તો પોલાદને ટીપીને જેવો ઘાટ કરવો હોય તેવો કરે છે. જ્યારે ઘાટ બરાબર તૈયાર થાય છે, ત્યારે તો એ લોઢાના જેવા જ પોચા હોય છે, તેથી તેને પાણી પાવું પડે છે. પોલાદને ખૂબ લાલ ચોળ કરીને પછી તરત પાણીમાં બોળવામાં આવે છે, તેથી તે ઘણું સખત થાય છે, અને ત્યારે પોલાદને પાણી ચઢાવ્યું એમ કહેવામાં આવે છે. આ પાણી પાયલું પોલાદ સખત, સ્થિતિ સ્થાપક, તથા તરત ભાગી જાય એવું હોય છે; તેથી તેમાંથી જેવાં જેવાં હથિયાર બનાવવાં હોય છે તે પ્રમાણે તેને ઓછું વધતું પાણી પાવામાં આવે છે. આ વખતે બહુ સાવચેતી વાપરવી પડે છે, કારણ કે ઓછા વધતા તાપ પ્રમાણે હથિયારના ગુણમાં ફેર પડી જાય. વધારે ઓછો તાપ લાગ્યો એ જાણવાની રીત એવી છે કે જ્યારે તપાવવામાં આવે છે ત્યારે એ હથિયાર પર જુદા જુદા રંગ દેખાય છે અને એ રંગ પરથી તેના તાપનું પ્રમાણ બાંધવામાં આવે છે. હથિયાર પર જોઈએ તેવો રંગ દેખાય છે કે તરત તેને પાણીમાં અથવા તેલમાં એકદમ ઠંડાં પાડવામાં આવે છે.

## पाठ २२. बंदीवान ने ऊंदर.—भाग १.

**ઇતરાજી વિશ્વાસ દારોગો**
**ઓસાર સમાગમ બાકું**

યૂરોપમાં પારિસ શહેરમાં પહેલાં બાસ્તીલ નામે મોટો કિલ્લો હતો, તે બંદીખાનામાં વપરાતો હતો. જ્યારે રાજાની કોઈ માણસ ઉપર ઈતરાજી થાય, ત્યારે તેને તેમાં કેદ રાખતા. એવા કેટલાક બંદીવાનને ઘણા વરસ લગણ માંહેના માંહે રહેવું પડતું, અને તેમને કદી ફરવા હરવાની રજા મળતી નહિ. તેમનાં સગાં વહાલાંમાંથી કોઇને મળવા પણ દેતા નહિ. કોઈ એક સમે તે બાસ્તીલમાં લાટૂદ નામે એક કેદી આવ્યો. તે વખતે તેની ઉમ્મર વીસ વરસની હતી. તે આ તથા બીજા કેદખાનામાં મળીને પાંત્રીસ વરસ કેદ રહ્યો, તેથી જ્યારે છૂટયો ત્યારે તે છેક ઘરડો ડોસો થઈ ગયો હતો. એ બિચારાને ઘણાં એક વરસ સુધી એક નાની કોટડીમાં રાખ્યો હતો. ત્યાં તેને કોઈની પણ સોબત નહોતી. બંદીખાનાનો દારોગો તેને સારૂ ખાવાનું આણતો તે વિના બીજા કોઈને તે જોવા પામતો નહિ; તેથી તે હમેશાં ઘણો અકળાતો. કેમકે માણસને માણસના સમાગમ વગર ઘણુંજ દુઃખ થાયછે.

લાટૂદની કોટડીમાંની ભીંતે એક આડી ફાટ હતી ત્યાંથી જ તેમાં અજવાળું પડતું; બીજો કોઈ રસ્તો નહોતો. ભીંતનો ઓસાર મોટો હતો, તેથી આ ફાટ ઘણી ઊંડી હતી, એટલે એમાંથી પણ અજવાળું થોડું જ આવતું. એક દિવસ તે એ ફાટમાંથી જોતો હતો, એવામાં તેણે એક ઊંદરને એ ફાટને પેલે છેડેથી આવતાં દીઠો. લાટૂદ એકલો જ એટલે ગમે તેવા પ્રાણીનો સમાગમ તેને પસંદ પડે તેમ હતું. તેથી પેલો ઊંદર બીહે નહિ, તેમ તેણે હળવે રહીને તેની તરફ એક રોટલાનો કડકો નાખ્યો. ઊંદરે આગળ આવીને તે કડકો લીધો, અને

બીજો જોઇતો હોય એવું મોં કર્યું. લાટૂદે એક બીજો કડકો જરા પાસે નાખ્યો. ઊંદરે આવીને તે પણ ખાધો. એમ કરતાં કરતાં ઊંદરને વિશ્વાસ પડયો કે એ મને મારશે નહિ. જ્યાં લગણ તેણે રોટલી નાખ્યા કીધી ત્યાં લગણ તે ઊંદર ત્યાં ને ત્યાં રહ્યો, ને પછી ખાતાં વધ્યું તે દરમાં લઈ ગયો.

---

## पाठ २३. बंदीवान ने ऊंदर.—भाग २.



**ડોળ** **હિમાયતી**

બીજે દહાડે ઊંદર પાછો આવ્યો, ત્યારે પણ લાટૂદે તેને કડકો રોટલી ને માંસ નાખ્યાં. એ તેને ઘણાં સ્વાદ લાગ્યાં હોય, એમ જણાયું. ત્રીજે દિવસે આવ્યો ત્યારે તો તે એવો હળી ગયલો દેખાયો કે લાટૂદના હાથમાંથી જ ખાવા લાગ્યો. પાંચમે દહાડે તો જાણે પોતાના ખવરાવનારની પાસે રહેવામાં

લાભ સમજતો હોય તેમ તે ઊંદર ફાટને બીજે છેડે એક દર હતો ત્યાં આવીને રહ્યો. બીજે દહાડે સવારમાં તે આવ્યો ને ખાઇને જતો રહ્યો, ને ફરીથી દેખાયો નહિ. પણ ત્રીજે દહાડે તે એક ઊંદરડીને સાથે લઇને આવ્યો. તે જાણે પેલા કેદીથી બીતી હોય, તેમ પેલા દરમાંથી ડોકીઆં કરવા લાગી. લાટૂદે તેને પણ રોટલી ને માંસ નાખીને હેળવવાની જુકિત કરી, પણ એની પાસે આવવાની તેની છાતી ચાલતી નહોતી. છેલ્લે ઊંદરને મોકળે મને ખાતો જોઇને તે એક વાર ધશીને આવી, ને રોટલીનો કડકો લઇને પાધરી જતી રહી. પછી તેણે જરા વધારે છાતી ચલાવી, ને પેલા ઊંદર સાથે ખેંચાંખેંચ કરીને કેટલાક કડકા લઈ જવા લાગી. ત્યારે જાણે રાવ ખાવા આવતો હોય તેમ તે ઊંદર લાટૂદ પાસે આવતો. લાટૂદ તેને વળી બીજો માંસનો કડકો આપે, ત્યારે તેની પાસે બેસીને વાંદરાની પેઠે પોતાના પંજામાં લઇને તે બહુ ડોળથી ખાતો; તે વખત જાણે ઊંદરડીને કહેતો હોય ની કે હવે હું મારા હિમાયતી પાસે બેઠો છું; તો તારી મગદૂર નથી કે મારા હાથમાંથી તું ઝૂટવી ખાય.

કેટલાક દહાડા સુધી તે ઊંદરડી લાજમાં રહી. પેલો ઊંદર તો લાટૂદ પાસે સુખે ખાતો, ને ઊંદરડી ભૂખે મરતી હતી. છેલ્લે તેનાથી ન રહેવાયું, ત્યારે એક દહાડો લાટૂદે જેવો ઊંદરને પહેલો કડકો નાંખ્યો કે તરત તેને કૂદકો મારીને ઝીલી લીધો; પણ ઊંદર જોરથી ઝાલી રહ્યો, તેથી બેઉ વચ્ચે તાણાતાણ થઈ. એમ કરતાં કરતાં ઊંદરડી જોર કરીને ઊંદરને દરમાં ખેંચી ગઈ. એ જેઈને લાટૂદને બહુ રમુજ પડી, ને તેટલી ઘડી તો તે પોતાનું બધું દુઃખ વિસરી ગયો.

## પાઠ ૨૪. બંદીવાન ને ઉંદર.—ભાગ ૩.

સૂગ સારાંશ રીઝવવું વિજોગ
એકાંત નર્યા હાડછેડ હીજરાવું

પછી રહેતે રહેતે ઊંદરડી પણ ઊંદરની પેઠે હળી ગઈ, અને રોજ લાટૂદના હાથમાંથી ખાવા લાગી. થોડા દિવસ પછી વળી એક ત્રીજો ઊંદર આવ્યો. તે પેલાંનાં જેવો બીકણ નહોતો, તેથી બીજે જ દહાડે લાટૂદના હાથમાંથી ખાવા લાગ્યો, અને એક કુટુંબનો હોય તેમ મળી ગયો. તે ત્રીજો બીજે દહાડે બીજા બેને લેતો આવ્યો. એ બે જણે એક અઠવાડીઆમાં બીજા પાંચ આણ્યા. એ રીતે એક પખવાડીઆમાં તો રોજ ૧૦ ઊંદરની હાર લાટૂદ પાસે બેશીને ખાતી થઈ. તેણે તે ઊંદરનાં જુદાં જુદાં નામ પાડ્યાં, તે તેઓ ઓળખવા લાગ્યા. જેનું નામ દઇને બોલાવે તે દરમાં હોય ત્યાંથી પણ આવીને ઊભો રહેતો. એ રીતે ઘણાક દહાડા સુધી ચાલ્યું. થોડા દિવસ સુધી તો એણે તેમને પોતાની રકાબીમાંથી ખાવા દીધું, પણ તેમની ગંદી ટેવથી તેને સૂગ આવી, માટે જુદી જુદી રકાબીમાં પિરશિને ખવડાવવા માંડ્યું. રોટલીના કટકા ઊંચા ધરી તે તેમને કૂતરાની પેઠે કૂદાવતો. વળી ખાઈ રહે એટલે તેમને નચાવતો. ટૂંકામાં કહીએ તો, રમતીઆળને આનંદી છોકરાંથી જેવી ગમત થાય, તેવી લાટૂદને થવા લાગી, અને તેનું દુઃખ વિસારે પડ્યું. એવું થયાથી બંદીખાનામાંથી છૂટી જવાની તેની મરજી રહી નહિ, કેમકે સંસારમાં તેનાપર બહુ જુલમ પડ્યો હતો, અને બંદીખાનામાં તો તેણે હેત ને નિરાંત જોયાં. પણ કમનસીબે આ સુખ ઝાઝા દહાડા ટક્યું નહિ. બે વરસ પછી તેને એ ઓરડીમાંથી કાઢીને બીજી વેગળેની ઓરડીમાં લઈ ગયા. ત્યાં ઊંદરથી જવાયું નહીં, તેથી તે પોકેપોક મૂકીને

રોયો, ને થોડા દિવસ તો તેને એવી અકળામણ થઈ કે કેદ-ખાનાનું ખરેખરૂં દુઃખ તેને હવે જણાયું.

એ વાત ઉપરથી આપણને માલમ પડે છે કે નર્યા એકાંત વાસમાં રહેવાથી માણસને કેવું દુઃખ થાય છે, અને ગમે તેવા હલકા પ્રાણીની સોબતથી પણ કેવી ખુશી થાય છે. વળી જે પ્રાણીની આપણે બહુ અણખત કરીએ છીએ તે પણ કોઈ સમે આપણને બહુ કામ લાગે છે.

## પાઠ ૨૯. પોલાદનો સામાન.

## સરાણ છીણી રેતરડી કરવત કટારી

ઘણા ચપ્પુ અને પાળીઓ પાછલા પાઠમાં કહેલા બીજી જાતના પોલાદનાં થાય છે. સોળ જણના હાથમાં જાય ત્યારે એક ચપ્પુ તૈયાર થાય. એવી પણ ગણતરી કરી છે કે એક સો ચુમાળીસ જાતની કારીગરી એક ચપ્પુ પર થાય છે. એવું છે, તો પણ ઈંગ્લાંડમાં શેફીલ્ડ નામે શહેરમાં જે કારખાનાં છે તેમાં એક ચપ્પુ થોડી મિનિટમાં તૈયાર થાય છે.

પહેલાં તો ચપ્પુનું પાનું પોલાદના તપાવેલા ગજમાંથી કાપી કાઢે છે. પછી તેના જાડા છેડા પર એક લોઢાનો કડકો જોડે છે, તે હાથામાં ઘાલવાના કામમાં આવે છે. પછી તે પા-નાને તપાવીને લાલ ચોળ થાયછે એટલે ટાઢા પાણીમાં બોળે છે. પણ એમ કરવાથી પોલાદ ઘણું કઠણ અને બરડ થઈ જાય છે, માટે ફરીથી તપાવીને તેને નરમ કરવાને પાણી પાય છે. પછી તેને ધાર આણવાને સરાણે ચડાવે છે.

ધાર આણ્યા પછી ચળકતું કરવાને તે પાનું બીજા એક ચક્કર આગળ આણે છે. તે ચક્કરના ઉપર ચામડું જડેલું હોય છે, તે પર ઘદીને ઓપ ચડાવે છે એટલે પાનું બરાબર

તૈયાર થાય છે. પછી તેને હાથીદાંત, હાડકું, લાકડું, શીંગડું, કચકડું, કે એવી બીજી કોઈ વસ્તુનાં હાથામાં બેસાડે છે. એ જ રીતે કાતર, પાળી, અસ્રા, વગેરે બનાવે છે.

સોય, કમાન, છીણી, રેતરડી, આરી, કરવત, તલવાર, કટારી, વગેરે ઘણી ચીજો પોલાદની થાય છે. કુહાડા, કોદાળી, ચાંચવા, કોશ ( નરાજ ), વગેરે હથિયાર પોલાદનાં કરતા નથી, પણ લોઢાનાં બનાવીને તેના પર પોલાદ ચડાવે છે તેને 'ખરૂં પાયું' એમ કહે છે.

## પાઠ ૨૬. ભરૂચ.—ભાગ ૧.



મરામત પનો

એ શહેર નર્મદા નદીને ઉત્તર કિનારે એક ઊંચી ટેકરી ઉપર છે, તેથી આજુબાજુ ત્રણ ત્રણ ચાર ચાર કોશથી તે નજરે પડે છે. તેમાં નદીને સામે પારથી તો તે ઘણું જ રળિયામણું દેખાય છે, કેમકે શહેરનો કોટ લગભગ પોણા ગાઉ સુધી નદીની સાથે સાથે જાય છે, અને તેના ઉપર બંગલા, ઘર, વગેરે આવી રહેલાં છે. એ કોટ ઘણો મજબૂત અને

પહોળો છે, તેમાં કાંઠા પર પાંચ અને બીજી તરફ બે, મળીને સાત દરવાજા છે. કોટના નદી તરફના ભાગને વખતે વખતે સમરાવે છે. તેથી નર્મદાની રેલથી શહેરને નુકસાન થતું અટકે છે. જમીન તરફના કોટની મરામત નહિ થવાથી તે તૂટી ગયો છે, અને કોઈ કોઈ ઠેકાણે તો તેનું નિશાન પણ નથી.

એ શહેરની પહોળાઈ કરતાં લંબાઈ ઘણી છે તેથી લોક કહે છે કે તે પાઘડી પન્હે છે. શહેરની બે બાજૂએ જે પરાં છે, તેની બાંધણી પણ એવી જ છે, એટલે ઉત્તર પાસે પરાં નથી, પણ પૂર્વ અને પશ્ચિમ તરફ ઘણે લાંબેસૂધી મોજમપુર ને વેજલપુર નામે મોટાં પરાં છે. સઘળી વસ્તી કાંઠે કાંઠે છે. કોટનો ઘેરાવો ગાઉ દોઢેકનો છે; પણ પરાં સુદ્ધાં શહેરની લંબાઈ ગણીએ તો સુમારે બે ગાઉ થાય. શહેરમાં ત્રણ બજાર છે, પણ શહેર બહાર કતોપોરનું બજાર મોટું છે. બજારના અને બીજા બધા રસ્તા એટલા સાંકડા છે કે ગાડી જતી હોય તો કોર પરથી માણસને જવાને મુશ્કેલી પડે. વળી વસ્તી ટેકરા પર છે તેથી ચડ ઉતરના રસ્તા ઘણા છે; શહેરમાં જવું હોય તો મોટો ઢોળાવ ચડ્યા વગર જવાય જ નહિ.

એ શહેરમાં વસ્તી હિંદુ, મુસલમાન, અને પારસીની છે. મોટા મોટા શેઠ સાહુકારની હવેલીઓ શહેરમાં છે. પારસીની વસ્તી વેજલપુરમાં જાસ્તી છે. મુસલમાનની હાલત કાંઈ સારી નથી.

અસલના વખતમાં કોઈ હિંદુ દેવલ તોડીને બાંધેલી પત્થરની એક મસીદ છે તે જોવા લાયક છે. વળી નદીના કિનારા તરફ ઉગમણી બાજુએ બલિરાજાના યજ્ઞની જગ્યા જેને દસાસમેધ (દશાશ્વમેધ) કહે છે તે તથા ભૃગુઋષિનું દહેરૂં એ પણ જાણવા લાયક છે.

શહેર બહાર પુરજો છે ત્યાં વેપારી લોકની બાંધેલી ઘણી લાતીઓ છે. વળી એ શહેરમાં અદાલત, કલેકટરની કચેરી, અંગ્રેજી તથા ગુજરાથી નિશાળો વગેરે કેટલાંએક સરકારી મકાનો છે. શહેરના રસ્તા પ્રથમ બહુ જ નઠારી અવસ્થામાં હતા, પણ થોડાં વરસ થયાં મ્યુનિસિપલ કમિટી થઈ છે, તેથી તે ધીરે ધીરે સુધરતા જાય છે.

---

## પાઠ ૨૭. ભરૂચ.—ભાગ ૧.

ભરૂચ ઘણું જૂનું શહેર છે. આપણા લોકો એને ભૃગુકચ્છ અથવા ભૃગુપુર કહેતા. 'ભૃગુકચ્છ' પરથી હાલનું "ભરૂચ" એ નામ પડ્યું છે. શુમારે બે અઢી હજાર વર્ષ ઉપર ગ્રીસના લોકોને એ જાણીતું હતું, અને તેઓ એને બરૂગજા કહેતા. ૧૮૦૦ વર્ષ પહેલાં હિંદુસ્તાનનો પશ્ચિમ એશિયા સાથેનો વેપાર એ બંદરેથી ચાલતો. ઇ૦ સ૦ ના ૧૭ મા સેંકડા સુધી પણ પૂર્વ તરફ જાવા, સુમાત્રા, અને પશ્ચિમ તરફ એડન તથા લાલ સમુદ્રના બીજાં બંદરો જોડે બહોળો વેપાર હતો, અને મોટાં સફરી વહાણો અહીં આવતાં. એ વહાણોમાં જે માલ આવતો તે ભરૂચથી માળવા અને બીજા ઉત્તરના પ્રાંતોમાં જતો.

ભરૂચ જીલ્લાની જમીન કપાસના પાકને લાયક છે, તેથી એ શહેરમાં અસલથી સુતરાઉ કાપડ ઘણું વણાતું અને તે પરદેશ ચઢતું. તેમાં બાસ્તો, મોટા નાના પન્હાની દિવેટી અને સુંદર છીંટ થતી. એમ કહેવાય છે કે ૧૭ મા સૈકામાં ભરૂચના જેવું ઊંચું અને ઝીણું કાપડ બંગાળામાં પણ બનતું નહોતું. ૧૬ મા સૈકામાં ફિરંગી લોકોએ એ શહેરને બે વાર લૂટ્યું હતું, તે વખતે તેઓએ અહીંની હાથીદાંત અને સીસમની

કારીગિરી વખાણી છે. તથા અહીંના વણકરો દુનિયામાં સૌથી સરસ કાપડ વણે છે એમ પણ કહ્યું છે.

હાલમાં વિલાયતી સાંચાના કાપડ આગળ હાથની બનાવટના માલની કીંમત પોષાતી નથી, તેથી તે વેપાર બંધ પડી ગયો છે. તો પણ હજી ભરૂચમાં બાણી, ટાટીન, શરીર લૂછવાના જાડા ટુવાલ, દિવેટીની ભાતીગર ચાદરો, વગેરે માલ બને છે તે વખાણવા લાયક છે. વણાટમાં જ રૂ ભરીને સુજનીઓ બનાવે છે તે બહુ સુંદર દેખાય છે, અને ટકાઉ પણ ઘણી હોય છે. આ બધો માલ મુસલમાન કારીગરો બનાવે છે. વળી અહીં હાલમાં વરાળ યંત્રથી ચાલતા કપાસ લોઢવાના તથા રૂ કાંતવા વણવાના સાંચાઓ નીકળ્યા છે. તેથી પણ લોકોની રોજી સારી ચાલે છે.

ભરૂચ શહેરનો કોટ અણહિલવાડના રાજા સિદ્ધરાજ જયસિંહે ઈ૦ સ૦ ના બારમા સૈકામાં બાંધ્યો હતો, એમ કહેવાય છે. પાછળથી મુસલમાનોના હલ્લામાં તે એક બે વખત તોડી નાખવામાં આવ્યો હતો. એક મુસલમાન ગ્રંથકાર કહે છે કે અમદાવાદના સુલતાન બહાદૂર શાહે તે ઈ૦ સ૦ ૧૫૨૬ માં બંધાવ્યો હતો. ઔરંગજેબ પાદશાહે એ કોટ તોડી પડાવ્યો હતો, પણ પાછળથી મરેઠાઓની લૂટ અટકાવવાને ફરીથી બંધાવ્યો હતો.

ઈ૦ સ૦ પૂર્વે ૩૦૦ થી ઈ૦ સ૦ ૧૩૦૦ ની લગભગ સુધી ભરૂચ રજપૂત રાજાઓની રાજધાની હતું. એક ચીનાઈ મુસાફરે લખ્યું છે કે સાતમા સૈકાની શરૂઆતમાં એ શહેરમાં બૌદ્ધ ધર્મના દશ મઠો હતા, અને તેમાં ૩૦૦ સાધુઓ રહેતા હતા; તથા તે ધર્મનાં ૧૦ દેવળો હતાં.

મુસલમાનો આ દેશમાં આવવા લાગ્યા ત્યારથી જ તેઓએ આ શહેરની વેપાર રોજગારની આબાદીને લીધે તેના પર

ઘણી ચઢાઈઓ કીધી હતી. પણ ઈ૦ સ૦ ૧૨૯૭ થી અહીં દિલ્લીના બાદશાહોનું રાજ્ય થયું. ૧૬ મા સૈકાના ઘણા ભાગ સુધી એ શહેર અમદાવાદના બાદશાહોને તાબે હતું. ઈ૦ સ૦ ૧૫૭૩ માં અકબર બાદશાહે એ શહેર અમદાવાદના મુગલો બાદશાહ મુજફ્ફર શાહ ત્રીજા પાસેથી જીતી લીધું. મુગલો તરફથી અહીં નવાબ રાજ્ય કરતો હતો તે પાછળથી સ્વતંત્ર થયો.

ઈ૦ સ૦ ૧૭૭૧ માં ઈંગ્રેજ લોકોએ એ શહેર લેવાનો પ્રયત્ન કીધો તે વરસ તો તેઓનું કાંઈ વળ્યું નહીં, પણ બીજે વરસે એ તેઓના કબજામાં આવ્યું. તેમણે ઈ૦ સ૦ ૧૭૮૩ માં તે સિંધીઆ સરકારને આપ્યું, પણ ઈ૦ સ૦ ૧૮૦૩ માં પાછું લીધું, અને ત્યારથી તે તેમના જ કબજામાં છે.

---

## पाठ २८. जिवडां.

જીવડાં નાનાં હોય છે, પણ તેની હકીકત જાણવાથી ગમત પડે એમ છે. જીવડાં ઘણી જાતનાં છે. વિદ્વાન માણસોએ જુદી જુદી જાતનાં એક લાખ કરતાં વધારે જીવડાંનાં વર્ણન લખ્યાં છે. એનાં શરીરના ઘણું કરીને ત્રણ કટકા હોય છે, તેનાં નામ માથું, પેટ અને પેડુ. માથા આગળ કાંઈ મૂછ જેવું હોય છે, તેથી તેને જરા પવન કે હાથ લાગે તો તરત ખબર પડી જાય છે. તેની આંખ અચરજ પામીએ એવી કરેલી છે. બીજાં જનાવરને એક કે ઘણું તો બે આંખ હોય છે, પણ જીવડાંને એક આંખ દેખાય છે, તે હજારો આંખ મળીને થએલી છે. તેની બધી આંખો ચોમેર જોજો કરે છે, તેણે કરીને તેને પોતાનું ડોકું નીચું ઊંચું વાળવું પડતું નથી.

ઘણાંક જીવડાંને ઘણી સુંદર પાંખો હોય છે. માખોની પાંખોનું પોત ઝીણું અને મજબૂત હોય છે. ભમરાની પાંખો

નાજૂક પણ મજબૂત ને ઘટ્ટ હોય છે. પતંગીઆની પાંખો ઉપર ઘણાં ચકચકિત રંગનાં ભીંગનાં હોય છે, તે નાનાં નાનાં પીછાં જેવાં જણાય છે. તેને હાથ લગાડીએ તો તે રેતીની પેઠે હાથે ચોંટી આવે છે.

કેટલાંક જીવડાંને હાથીની પેઠે ઝીણી સૂંઢ હોય છે, તે વતી ફૂલમાંથી મધ અને તેવી જ બીજી પાણી જેવી જણસ ચૂશી લઇને પોતાનું પોષણ કરે છે. તેના શરીરમાં ઝીણાં ઝીણાં છિદ્ર હોય છે, તે વતી તે શ્વાસ લે છે; ઘણાંને તો છ છ પગ હોય છે.

જીવડાં બહુ કામનાં છે; મધમાખી મધ અને મીણ કરે છે, તે માણસના ખપમાં આવે છે; રેશમનાં જીવડાંમાંથી રેશમ નીકળે છે. કેટલાંક જીવડાં મુએલાં જનાવરને કોહેલી જણસો ખાય છે, તેથી હવા બગડીને તેમાં રોગ પેદા થતો નથી. વળી એ પશુ પક્ષીના ખાધામાં પણ આવે છે.

---

## पाठ २९. प्राणी पर दया राखवा विषे.

### मदांध अवयव चर्ण ईश उदार प्रयत्न.

### नाराच छंद.

जुओ पीडाथी जेम आ पीडाय पिंड आपडो,[1]
पीडा कर्याथी तेम ते पीडाय प्राणी बापडो;
मदांध थई न मारशो जरूर जीव जाणीने,
अरे दिले दया धरो पीडा करो न प्राणीने, १

रच्या अवेव[2] ईश्वरे जुओ सहु[3] शरीरना,
तमोथी ते वने न लाख वातथी लगीरना;

---

१ आपणो. , २ अवयव. ३ सौ.

विचारीने अधिक ठीक बीक उर आणॅीने,
अरे दिले दया धरो पॅीडा करो न प्राणॅीने. २

धरो न चर्ण धोब प्राणॅीने गरीब धारीने,
खरेखरा खुशी थशो न, मित्र! जीव मारॅीने,
न घातनी विशेष वात वर्णवो वखाणॅीने,
अरे दिले दया धरो पॅीडा करो न प्राणॅीने. ३

बनावनार एक ईश आपणो ज एहनो,
तथा मळेल तेहने उदार प्यार तेहनो;
भले हरे, फरे प्रभु दीधेल सुख माणीने,
अरे दिले दया धरो पॅीडा करो न प्राणॅीने. ४

भरी गजाथी खूब भार केम मार मारॅीए,
गरीब जीव बापडानी वॅदना विचारॅीए,
करो कदी न क्रूर कर्म पापनुं पिछाणॅीने,
अरे दिले दया धरो पॅीडा करो न प्राणॅीने. ५

करे अधर्म कर्म जंतु पाय पांख तोडॅीने,
परोवी शूळमां करे खराब खेल खोडॅीने;
निशान मांडॅीने करे विनाश तीर ताणॅीने,
अरे दिले दया धरो पॅीडा करो न प्राणॅीने. ६

क० द० डा०

## પાઠ ૩૦. હિંદુસ્તાન.—ભાગ ૧.

ગુજરાત પ્રાંતની પૂર્વે માળવા, ખાનદેશ, બુંદેલ ખંડ, બહાર, બંગાળા, વગેરે ઘણા પ્રાંત છે, ને દક્ષિણ દિશાએ મહારાષ્ટ્ર, કર્ણાટક, વગેરે છે; તેમ જ એની ઉત્તરે પંજાબ, મુલતાન, મારવાડ, વગેરે છે. એવા સર્વે પ્રાંત મળીને ત્રણ ખૂણીઆ જેવો દેશ છે, તેને હિંદુસ્તાન કહે છે.

એ દેશ ઘણો મોટો છે. એની દક્ષિણ દિશાએ તથા અગ્નિ અને નૈર્ઋત્ય કોણની હદ્દ પર સમુદ્ર આવેલો છે, અને ઉત્તર ભણી હિમાલય પર્વત જાણે એક મોટા કોટની પેઠે આવી રહેલો છે, તેથી મુસાફરોને અથવા લશ્કરને ઉત્તર તરફથી આ દેશમાં આવવું હોય, તો એ પર્વતના વિકટ માર્ગ વિના, અથવા નીચા ડુંગરા ઓળંગ્યા વિના બીજો રસ્તો નથી. એ પહાડી રસ્તામાં અસલના વખતથી લડવૈયા લોક રહેતા આવેલા છે. તેઓ પૈસા લીધા વિના એ રસ્તે કોઇને જવા દેતા નહિ. હિમાલય પર્વતને મથાળે સદા બરફ હોય છે; પણ જરા નીચે આવીએ એટલે ઝાડી ઝાંખરાં નજરે આવે છે. જેમ જેમ નીચે ઉતરતા જઇએ, તેમ તેમ ઝાડી વધારે આવતી જાય છે, ને જમીન પણ વધારે રસાળ હોય છે. છેક નીચે આવીએ ત્યારે મોટું મેદાન આવે છે, તેમાં થઇને ગંગા ને સિંધુ એ મોટી નદીઓ વહે છે. ગંગાનું પાણી અગ્નિ કોણ ભણી વહેતું જાય છે. એ નદી વડે આસપાસની જમીનમાં અનાજ તથા ફળફળાદિ બહુ પાકે છે, કેમકે તેમાં ચોમાસામાં પૂર આવે છે, તેથી આખા પ્રાંતમાં સેંકડો ગાઉ સુધી જળ જળ થઈ રહે છે. ડાંગરના ક્યારડામાં તો એટલું પાણી થઈ જાય છે જે તે ઉપર થઇને નાવડાં ચાલે છે. સિંધુ નદીથી નૈર્ઋત્ય તરફ હિંદુસ્તાનનો પશ્ચિમ સીમાડો છે. એ બે નદીઓની વચ્ચેના દેશમાં હિંદુસ્તાનના અસલી રાજાઓ થઈ ગયા, અને એને જ આ દેશના લોક હિંદુસ્તાન કહે છે.

# पाठ ३१. हिंदुस्तान.—भाग २.



## કરિઆણું.

અસલ હિંદુસ્તાન અથવા જેને અહીંના લોકો હિંદુસ્તાન કહે છે, તેની પૂર્વે બંગાળા પ્રાંત, અને પશ્ચિમે કાચું સોનું પાકે એવો ગુજરાત પ્રાંત છે. એ બેની વચ્ચે પૂર્વ પશ્ચિમ વિંધ્યાચળ પર્વત આવેલો છે, ત્યાં નર્મદા નદી વહે છે. એ નદીની દક્ષિણે ઊંચી નીચી પહાડી જમીન છે, તેમાં કસ થોડો છે. એ દેશને દકખણ અથવા દક્ષિણ કહેછે. એનો આકાર ભાલોડાના જેવો છે; એની અણીથી તે હિમાલયની તળેટી સુધી હિંદુસ્તાનની લંબાઈ ૧૯૦૦ મૈલ, અને સિંધુ નદીથી તે કલકત્તાની પૂર્વે બ્રહ્મપુત્ર નદ સુધી પહોળાઈ ૧૫૦૦ મૈલ છે.

હિંદુસ્તાનમાં સાગ, સૂખડ, આંબા, કપાસ, શેરડી, નાળિએરી, તાડ, અફીણ, તથા જેમાંથી રંગ પેદા થાય એવાં ઝાડ ઘણાં છે. તેમજ કરિયાણું તથા અનાજ પણ ઘણું પાકે છે. પોલાદ તથા હીરાની નીપજ પણ થોડી નથી. એવી નીપજથી લલચાઇને પર મુલકના લોક ઘણી વાર પશ્ચિમ તરફના ડુંગરા ઓળગીને એ દેશ જીતી લેવા સારૂ આવ્યા હતા. હિંદુસ્તાનમાં ચિત્તા, વાઘ, હાથી, વગેરે જાનવર પણ ઘણાં નીપજે છે.

એ દેશમાં ઘણાક લોક અનાજ વગેરે વનસ્પતિ ખાઇને જીવે છે. એ દેશના જૂના રહેવાસી હિંદુ લોકો છે. તેઓમાં બ્રાહ્મણ, વાણીઆ, ક્ષત્રી, કણબી, રજપૂત, કોળી, ઘાંચી વગેરે ઘણી નાતો છે. તેમાં વળી તડ બહુ પડી ગયાં છે, મુસલમાનની વસ્તી પણ ઝાઝી છે.

## પાઠ ૩૨. હિંદુસ્તાન.—ભાગ ૩.

હાલમાં આ દેશમાં જુદાં જુદી જાતના ઘણા લોક રહે છે. હિંદુ લોકો તથા જેને અનાર્ય કહે છે તે લોકો આ દેશના મૂળ વતની છે. હિંદુઓમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અથવા વાણિઆ અને કણબી, તથા શૂદ્ર એવી મૂળ વર્ણમાંથી હાલ ઘણી ટૂંકી ટૂંકી ન્યાતો થઈ છે. તેઓનો મુખ્ય વેદ ધર્મ કહેવાય છે. જૈનો અસલ હિંદુઓ હતા, પણ પાછળથી નવા ધર્મમાં ગયા. જૈન ધર્મ વેદ ધર્મથી જુદો છે.

ઈ૦ સ૦ ના સાતમા સૈકાથી આ દેશમાં એક પ્રજા આવીને રહી છે. મુસલમાનોએ તેઓનો દેશ જીતી તેમના પર બેહદ જૂલમ ગુજારવા માંડયો, તેથી પોતાના તથા પોતાના કુટુંબ પરિવારના જાન બચાવવાને તથા ધર્મનું રક્ષણ કરવાને તેઓએ આ દેશનો આશરો લીધો, અને આ દેશના જૂના હિંદુ રાજાએ તેમને એ આશરો આપ્યો, અને સુરત જીલ્લાથી દક્ષિણ તરફ આવેલા સંજાણ બંદરે ઉતારી આ દેશમાં વસવા દીધા. આ

લોકો તે હાલમાં આ દેશમાં વેપાર રોજગાર તથા લોકોપયોગી ઉદારતાનાં કામોને માટે પંકાયલા પારસી લોકો છે. તેઓ મૂળ ઈરાન દેશમાં રહેતા હતા, અને તેઓનો ધર્મ જરતોસ્તી કહેવાય છે.

ઇ૦ સ૦ ૧૦૦૦ ને સુમારે ઉત્તર તરફથી મુસલમાન લોકો પોતાનો ધર્મ તથા રાજ્ય ફેલાવવાને આ દેશમાં આવવા લાગ્યા. તેઓમાં પહેલા અફગાનિસ્તાનથી પઠાણો આવ્યા, અને દિલ્હીની ગાદી હિંદુ રાજા પાસેથી ખૂંચવી લીધી. પાછળથી ઈ૦ સ૦ ૧૫૦૦ ના સુમારે તાર્તર દેશમાંના મગોલીઆ પ્રાંતના વતની મોગલ લોકો આવ્યા, અને પઠાણો પાસેથી દિલ્હીની ગાદી જીતી તેઓ આ દેશના બાદશાહ થયા.

મોગલ લોકોની પડતીના વખતમાં યૂરોપ ખંડની જુદી જુદી પ્રજાઓએ પહેલાં તો વેપાર કરવાને આ દેશમાં આવી કોઠીઓ ઘાલી, પણ દેશમાં રાજ્યની અવ્યવસ્થા જોઈ રાજ્ય સત્તા મેળવવાને મથવા માંડ્યું. આમાં પોર્ટુગીઝ અથવા ફિરંગી, ફ્રેંચ અથવા ફરાંસીસ, ડચ અથવા વલંદા અને ઈંગ્લિશ અથવા ઈંગ્રેજો હતા. તેઓ માંહો માંહે લડવા લાગ્યા. આખરે ઈંગ્રેજો ફાવ્યા અને તેઓના રાજાનું હાલમાં આ દેશ પર રાજ્ય છે. તે ઉત્તમ રાજ્ય નીતિ, હુશીઆરી અને દેખરેખથી રાજ્ય ચલાવે છે. આ લોકો ધર્મે ખ્રિસ્તિ છે.

---

## पाठ ३३. स्वदेश प्रीति.

### भुजंगी छंद.

भली भार्त्त भूमि विषे रोज रे'तो,
हशे को बिचारो नथी जेह के'तो,
" भलो देश मारो भली भोम मारी
मने प्राणथी नित्य छे ए ज प्यारी." १

हशे मूजी को मारतो भूमि भार,
नथी देशनी दाझ जेने लगार,
सदा शुष्क हैयुं रहे वज्र जेवुं,
कशुं केम जाणे नथी लेवुं देवुं. २

हशे ते कदापि बहु लक्ष्मी वाळो
वडो वैभवी राजवी ने रुपाळो,
तथापि न तेने विवेकी वखाणे,
भरे पेट ते काग कीडा प्रमाणें. ३

स्वदेशी वडो देशीनां दुःख टाळे,
हजारो जनोने सदा जेह पाळे,
वळी लोक कल्याणमां लाभ लेखे,
पूरा प्रेमथी कोण तेने न पेखे. ४

नथी विद्वता वापरी देश दाझे,
नथी वापरी पाई जो लोक काजे
नथी काम कीधां स्वदेशाभिमानी,
वृथा जन्म खोयो करी शी कमाणी. ५

विदेशे वसीने घणो काळ गाळी
स्वदेश गये जे भलो भाग्यशाळी
वियोगी सगां भूमिने भेटी भावे
कहो कोणने हर्षनां आंसु नावे. ६

## પાઠ ૩૪. અશોક.

પૂર્વે હિંદુસ્તાનમાં મગધનું મોટું રાજ્ય હતું. મગધ દેશને હાલ બિહાર પ્રાન્ત કહે છે. તેની રાજ્યધાની પાટલીપુત્ર નામે નગરમાં હતી. હમણાં પટણા શહેર છે તેની થડમાં ગંગા ને શોણ નદીના સંગમ ઉપર અસલ પાટલીપુત્ર નગર હતું. કહે છે કે તે નદીઓમાં પૂર આવવાથી આ નગરનો પાછળથી નાશ થયો હતો. મગધની ગાદી પર એક વાર મૌર્ય વંશના રાજાઓ રાજ કરતા હતા. એ રાજાઓ ઘણા સમર્થ હતા. પરદેશના રાજાઓ સાથે તેઓને મિત્રાચારી હતી. ગ્રીસ અને મિસર દેશના રાજાઓ તેમના ખાસ મિત્ર હતા. મૌર્ય વંશનો પહેલો રાજા ચંદ્રગુપ્ત કરીને થયો, તેના એક અધિકારીએ ગિરનારની પડોશમાં સુદર્શન નામે તળાવ બંધાવ્યું હતું. મૌર્ય વંશમાં ચંદ્રગુપ્ત અને તેનો પૌત્ર અશોક એ બે સૌથી વધારે નામાંકિત રાજા થયા છે. ઇસ્વી સનની પૂર્વે ત્રીજા સૈકામાં અશોક મગધની ગાદી પર બેઠો. ત્યારપછી થોડા વખતમાં તેણે નર્મદાની ઉત્તરનાં સઘળાં રાજ્યો પર પોતાની સત્તા બેસાડી. તેણે પોતાના મોટા રાજ્યના જુદા જુદા ભાગોમાં નિરાધારને રહેવા માટે ધર્મશાળાઓ, અને રોગીને ઓસડ આપવાને દવાખાનાં કરાવ્યાં. એ રાજાએ ઠામ ઠામ ધોરી રસ્તા ઉપર વાવ, કૂવા, ચોતરાં, વિગેરે બંધાવ્યાં, અને તેની બાજુ પર ઝાડો રોપાવ્યાં. તેણે બૌદ્ધ ધર્મ માની તેને મોટો આશ્રય આપ્યો. એ ધર્મના નિયમો નક્કી કરવા માટે તેણે બૌદ્ધ સાધુઓની મોટી સભા મેળવી, અને ઉપદેશ કરવાને દેશાંતરે સાધુઓ મોકલ્યા. તેનો ભાઈ તથા તેની બ્હેન એ બે જણે સિંહલદ્વીપ જઈ ત્યાંના રાજા કને બૌદ્ધ ધર્મ કબૂલ કરાવ્યો.

અશોક રાજાના વૃત્તાન્ત ઉપરથી જણાય છે કે તેણે પોતાનું રાજ્ય ઘણા પરાક્રમ, ડહાપણ અને નીતિથી ચલાવ્યું હતું. એ રાજા ઘણો દયાળુ ને પરોપકારી હતો.

અશોક રાજાએ પોતાનાં ધર્મ તથા નીતિ વચનો પોતાની પ્રજાના બોધ માટે શિલા તથા કીર્તિ સ્તંભો ઉપર કોતરાવ્યા હતાં તે હજી કાયમ છે. આ લેખોમાંનો એક કાઠિયાવાડમાં ગિરનારના પર્વત ઉપર છે. લેખની લિપિ ઘણી જૂની છે, તેથી જેમને ઉકેલતાં આવડે છે તે જ તે વાંચી શકે છે. હાલની આપણી ગુજરાતી લિપિનું મૂળ એ લિપિ છે. આ લેખમાં ૧૪ આજ્ઞા પત્ર લખ્યાં છે તેમનો સાર હવે પછીના પાઠમાં આવશે.

## पाठ ३५. अशोकना गिरनारनो लेख.

આ લેખોમાં કહ્યું છે કે કોઈએ પશુનો ઘાત કરવો નહિ. રાજાએ પોતાના આખા રાજ્યમાં તેમ જ પડોશનાં રાજ્યોમાં રોગીની અને પશુઓની સારવાર કરવાને ગોઠવણ કરી છે, અને તેમનાં દરદ મટાડવાને જોઈતી વનસ્પતિ દરેક ઠેકાણે મોકલીને રોપાવી છે. તેણે માણસ અને પશુના ફાયદા માટે રસ્તા ઉપર કૂવા ખોદાવ્યા છે, અને ઝાડો રોપાવ્યાં છે. દરેક માણસે મા બાપ, બાળ બચ્ચાં, સગાં વહાલાં, મિત્ર તથા નીતિમાન લોકો તરફ પોતાની ફરજ અદા કરવી. મા બાપ ને વડીલોની આજ્ઞા પાળવી, સગાં વહાલાં પર પ્રેમ રાખવો અને નીતિમાન બ્રાહ્મણ શર્વણોને* માન આપવું. દરેક માણસે ઉડાઉપણાથી અને પારકાની નિંદાથી દૂર રહેવું અને સદાચારથી વર્તી બીજાને તેવો બોધ કરવો. સદાચાર ચલાવવાને મોટા અમલદારો નીમવામાં આવ્યા છે, તેમણે સઘળે ઠેકાણે

* મૂળ સંસ્કૃત શબ્દ શ્રમણ છે, તેનો અર્થ યતિ થાય છે. બૌદ્ધ સાધુઓને શ્રમણ કહેતા હતા, અને તે ઉપરથી ગુજરાતીમાં શર્વણ શબ્દ નીકળ્યો જણાય છે.

ધાર્મિક ને સદ્ગુણી માણસોને ઉત્તેજન આપવું. દરેક ઠેકાણે સ્ત્રીઓની, દેવસ્થાનની, મુસાફરી કરતા જાત્રાળુઓની, વેપારની અને વિહાર* ભૂમિની સંભાળ લેવાને અધિકારીઓ નીમ્યા છે, તેમણે લોકોનું હિત સાચવવું. વળી એ લેખોમાં અશોક રાજાએ હુકમ કર્યો છે, કે દરેક ઠેકાણે સઘળા પંથના સાધુઓએ સલાહ શાંતિથી વર્ત્તવું. પોતે જે મત પાળતા હોય તે બીજા પાસે મનાવવાને તેમણે આગ્રહ કરવો નહિ. તેમણે મન પર કબજો રાખવો, તથા શુદ્ધિ, ભક્તિ, ને જ્ઞાન મેળવવાં. રાજા પંડે સદાચારને રસ્તે ચાલે છે. તે મોજ શોખને માટે મુસાફરી કરતો નથી, ને શિકારે જતો નથી. તે બ્રાહ્મણોને અને સાધુઓને પોતાને ઘેર બોલાવીને દાન આપે છે, અને વડીલોને ઘેર બોલાવીને, ભેટ આપે છે. તે શહેરો અને દેશની મુલાકાત લે છે.

માણસને મુહૂર્ત જોવા જેવી નજીવી બાબતો જરૂરની નથી; માત્ર ભક્તિ કામની છે. ખરી ભક્તિ એ છે કે, સેવકો તથા તાબેદાર લોકો સાથે યોગ્ય વર્તણુક ચલાવવી, વડીલો તથા ઉપરીઓનો ખરા દિલથી સત્કાર કરવો, જીવતાં પ્રાણીઓ ઉપર દયા કરવી, અને સાધુ સંતની સેવા કરવી. સદ્ભક્તિમાંથી જેવી પરોપકાર બુદ્ધિ, ને જેવો પ્રેમ પેદા થાય છે, તેવી બુદ્ધિ ને તેવો પ્રેમ બીજી કોઈ રીતે પેદા થતો નથી. જુદા જુદા ધર્મ તથા પંથના માણસોએ એક રાગ રાખવો. કોઈએ પોતાના ધર્મનાં વખાણ કરવાં નહિ, અને પારકા ધર્મને વખોડવો નહિ. જે માણસ પોતાના ધર્મની તારીફ કરે છે, અને બીજા પંથને ઉતારી નાખે છે, તે પોતાના પંથને ડાઘ લગાડે છે. હદમાં રહીને તથા પાકો વિચાર કરીને બોલવાથી જ કોઈ પણ પંથની પ્રસિદ્ધિ અને વધારો થઈ શકે છે.

---

* બૌદ્ધ સાધુઓના રહેવાના મઠને "વિહાર" કહેતા હતા.

માતા પિતા અને ગુરૂની સેવા કરવાથી, મિત્ર તથા બાળક ઉપર પ્રેમ રાખવાથી, અને સગા સંબંધી તથા ચાકરોને મદદ આપવાથી ઘણી કીર્તિ મળે છે. સદ્‌ગુણથી જે સુખ મળે છે તે કોઈથી લઈ લેવાતું નથી, માટે આ લોકમાં ને પર લોકમાં સૌએ તે સુખની ઈચ્છા રાખવી.

---

## પાઠ ૩૬. મીઠાના અગર.—ભાગ ૧.

### લૂણ ગચીઆં પહાણા.

માણસ જાતના સુખને સારૂ મીઠા જેવી ખપની વસ્તુ દુનિયામાં બધે જોઈએ, માટે જગત્કર્ત્તા ઈશ્વરે તે ઘણી જગોએ મળી શકે તેમ કીધું છે. આખી પૃથ્વીનો બે તૃતીયાંશ મહાસાગરથી ભરેલો છે. એ મહા સાગર લૂણ એટલે મીઠાનો મોટો ભંડાર છે. જેટલું મીઠું જોઈએ તેટલું તેમાંથી નીકળે છે, પણ જે મુલક દરિયાથી દૂર છે ત્યાંના લોકને મીઠું મળવાને અઘરૂં ન પડે, માટે કોઈ કોઈ ઠેકાણે મીઠાનાં ગચીઆં નીકળે છે, અને કોઈ કોઇ ઠેકાણે તળાવના પાણીમાં ભળેલું હોય છે. કોઈ જગોએ તો પહાણામાંથી ખારા પાણીનાં ઝરણ નીકળે છે, તેમાંથી મીઠું પાકે છે.

દેશ દેશની હવા પ્રમાણે મીઠું પકવવાની રીતો જુદી જુદી હોય છે. જ્યાં બહુ તાપ પડે છે, ત્યાં દરિયાનું પાણી તડકે સૂકાવા દે છે, એટલે મીઠું નીકળે છે. એ મીઠું સૌ કરતાં સરસ ગણાય છે. આપણા દેશમાં મીઠું પકવવાની એવી રીત છે; પણ ઈંગ્લાંડ જેવા મુલકમાં જ્યાં ટાઢ ઘણી પડે છે ને સારો કકડીને તડકો પડતો નથી, ત્યાં દરિયાનું પાણી ક્યારડામાં ભરીને થોડું તડકે સૂકાવા દે છે. પછી તે મોટા તાંબાના તાવડા જેવા વાસણમાં ભરી ચાર પાંચ કલાક સુધી ઉકાળે છે; ઉકળતી વખત એમાં મેલ કાપવાને કાંઈ જણસ નાંખે છે, તેથી મીઠાના સુંદર પારદર્શક ગાંગડા બાઝે.

છે. અડધું પડધું પાણી બળી જાય છે કે બીજું તે વાસણમાં નાખે છે, ને ઊકાળે છે; એ પ્રમાણે ચાર પાંચ વાર કરીને પછી દેવતા છાંટી નાખે છે. તેમાંનું મીઠું કાઢી લઈ વખારો ભરે છે. કોઈ કોઈ દેશમાં મીઠાને ઠેકાણે સિંધવ વાપરે છે. તે ખાણમાંથી શી રીતે ખોદી કાઢે છે, તેની વાત તો પાછળ ગઈ તે યાદ હશે.

## पाठ ३७. मीठाना अगर.—भाग २.



લુનાર સરોવર.

**તીર્થ ધોધવા**

હિંદુસ્તાનમાં વરાડ પ્રાંતમાં લુનાર ગામ છે, ત્યાં એક મોટું સરોવર છે. તે ખારૂં તથા ઘણું મોટું, ગોળ, ને ઊંડું છે. એનું પાણી સ્થિર રહે છે; કોઈ કોઈ વાર પવનની લહેરથી હાલતું જણાય છે. એની પાળ ઉપર ઊંચી ઊંચી ટેકરીઓ આવેલી છે, તેથી એનું પાણી જરા પણ બહાર જઈ શકતું નથી. એ તળાવનો ઘેરાવો આશરે પાંચ મૈલ છે, એ તળાવની ઊગ-

મણી દિશાએ પહાણા છે, તેમાંથી ધોધવાની પેઠે એક નાનો ઝરો નીકળે છે. તેનું પાણી પથરાના બાંધેલા એક કુંડમાં પડે છે. તે કુંડમાંથી એક બીજો ધોધ પચાસ ફુટ ઊંચેથી પડે છે, તેનું પાણી વહીને પેલા સરોવરમાં જાય છે.

એ સરોવરને ફરતાં મોટાં મોટાં ખજૂરીનાં ઝાડ આવી રહેલાં છે. તેથી તથા ડુંગરની ઢળતી બાજૂ પર મોટા મોટા આંબા, આંબલીઓ છે, તેથી એ સરોવર બહુ રળિયામણું દેખાય છે. ત્યાં માણુસની વસ્તી ઝાઝી નથી, કેમકે જંગલી જનાવરોનો ભય ઘણો છે; પણ પેલા ઝરાની આજુ બાજૂ ઈમારતોનાં ખંડેર ઘણાં છે; તેથી જણાય છે કે અસલ એ ઠેકાણે હિંદુ-ઓની મોટી તીર્થની જગ્યા હશે.

એવું કહે છે કે ઘણાંક વરસ પર એ સરોવરમાંથી પાણી કાઢી નાંખવાનો ઉપાય કરતા, તેથી ઉનાળામાં સૂકાઇને તેની પાળ પર મીઠાંના થર બાઝતા, તે ઉખેડી લેતા, તેની દર વરસે ત્રણ લાખ રૂપિઆની પેદાશ થતી હતી; પણ હમણા તો તેમાંનું પાણી કાઢી નાંખવામાં આવતું નથી, તેથી પેલા ઝરણે સરોવર છેક ભરાઈ ગયું છે. ઉનાળામાં પણ એની પાળ કોરી પડતી નથી, તેથી મીઠું થતું નથી.

વીરમગામથી ઈશાન કોણમાં ખારાઘોડામાં હાલમાં મોટું અગર થયું છે. ત્યાં કુવાઓ ખોદવાથી ખારાં પાણી નીકળે છે તેને કયારાઓમાં લઈને સૂકવીને મીઠું બનાવવામાં આવે છે. એ મીઠાંના સાકર જેવા કઠણ ગાંગડા થાય છે. તેને ખાંડીને બારીક ભૂકો કીધા પછી વાપરી શકાય છે. વળી અરવલ્લી પર્વતની પૂર્વે રજપૂતસ્થાનમાં સામ્બર નામનું ખારૂં સરોવર છે, તેમાંથી પણ મીઠું પકવવામાં આવે છે. એ સરોવર જોધપુર અને જેપુરના મહારાજાઓને તાબે છે. તેને ઇંગ્રેજ સરકાર ઈજારે રાખી તેમાંથી મીઠું પકવે છે.

## પાઠ ૩૮. ભલાઈ.

**ધમકી બળાત્કાર ઉમંગ કઠોર**
**અણગમો માયનો**

ઘણીખરી વાર કઠોર કે મોટાઈના બોલ બોલવાની, અથવા ધમકી આપવાની ચાલ રાખ્યા કરતાં ભલી રીતે ચાલ્યાથી આપણું કામ સારૂં થાય છે. તેનું કારણ એ કે, જ્યારે આપણે આપણા બરાબરીઆ માણસ પાસે એકાદું કામ જોર જૂલમથી કે બળાત્કારે કરાવીએ છીએ, ત્યારે તેમને અણગમો થાય છે, તેથી આપણી સામે થવાની અને આપણું કામ બગાડવાની તેમની ઈચ્છા થાય છે. હૂકમ માનવો પડે છે, ત્યારે ના ખુશીથી માને છે, અને જે કરવાનું હોય છે તે મન દઈને કરતા નથી, અથવા હૂકમ કરનાર ઉપર વેર વાળવાને તેઓ એવી રીતે કરે છે કે તેથી તેને માઠું લાગે. પણ એવું ન કરતાં, જો આપણે ભલા ઉપાય કરીએ, તો તેથી સામાનું માન રહે છે; તેને માઠું લાગતું નથી, અને આપણે જે કરાવવાનું હોય છે, તે તે ખરા દિલથી કરે છે, તેથી તે કામ જોઈએ તેવું થાય છે. મા કહેવામાં ને બાપની બૈરી કહેવામાં અર્થનો કંઈ ફેર નથી, પણ બેઉની અસર જુદી જુદી થાય છે. તેમ જ તેના તે જ શબ્દોને હૂકમના રૂપમાં ગોઠવીએ, અને વિનંતિના રૂપમાં ગોઠવીએ તો માયનો તે જ રહે, પણ અસર જુદી જુદી થાય છે. ઊંચો વિવેક જાણનારા લોકો તો પોતાના ચાકર ઉપર પણ હૂકમ કરતા નથી. જે કામ હોય તે નરમાશથી "કરશો" કે "જરા કરોની" કરીને કહે છે. જે કામ ઉમંગથી કરે તે કામ સારૂં થાય છે, પણ ઉમંગ બળાત્કારે આવતો નથી. માઠાં વચન બોલેથી સામાનું મન દુખાય છે, માટે સૌ સાથે ભલાઈ રાખવી, ને નરમાશથી બોલવું.

---

## पाठ ३९. विचारीने बोलवा विषे.

### सुवाक्य कुवाक्य

उपेंद्रवज्रा छंद.

सुवाक्यथी स्नेह सदैव वाधे,
कुवाक्यथी क्लेश हमेश लाधे,
अरे कशो एक विवेक आणी,
विचारीने यार उचार वाणी. १

सुवाक्यथी विश्व बधुं वखाणे,
कुवाक्यथी कीर्ति जनो न जाणे,
पडे चडे जीभ वडे ज प्राणी,
विचारीने यार उचार वाणी. २

प्रजा जुओ पोपट घेर पाळे,
सुखे सुई घूड शके न माळे,
उचारनुं कारण एज जाणी,
विचारीने यार उचार वाणी. ३

भली जीभे भाई भलाई तो ले,
बुरी जीभे लोक बुराई बोले,
गरीब के राजकुमार राणी,
विचारीने यार उचार वाणी. ४

सुवाक्यथी दूध दहीं घी देशे,
अमूल्यनुं मूल लगार लेशे,
कुवाक्यथी पाय पळी न पाणी,
विचारीने यार उचार वाणी. ५

મુખેથી રે માનવી વેણ મૂક્યું,
ફરીથી તેં તે ન ગળાય થૂક્યું,
વિમાસશો એવી હશે જ હાણી,
વિચારીને યાર ઉચાર વાણી. ૬

છરા તણે છેદ ઉપાય સૂઝે,
કુવાક્યનો કાપ કદી ન રૂઝે,
ન કાચની કોઠી મટે જ કાણી,
વિચારીને યાર ઉચાર વાણી. ૭

ભલો બુરો તોપ તણો ભડાકો,
હવા વિષે હોય જ તો હડાકો,
કહો તમે કેમ શકાય તાણી,
વિચારીને યાર ઉચાર વાણી. ૮

## દોહરા.

વિચારીને વાણી વદો,
કદી ન વણશે કામ,
ભાર તોલ તો જન ભલા,
રાખે દલપતરામ.

---

## પાઠ ૪૦. સિદ્ધરાજ જયસિંહ.—ભાગ ૧.

અણહિલવાડની ગાદી પર કેટલાક પ્રતાપી રાજાઓ થઈ ગયા, તેઓમાં સિદ્ધરાજ જયસિંહ ઘણો નામાંકિત છે. રાજા કરણ સોળંકીને મીનળ દેવી કરીને રાણી હતી, તેણે ઈ. સ. ૧૦૯૧ માં સિદ્ધરાજને પાલણપુરમાં જન્મ આપ્યો. સિદ્ધ-

રાજ ત્રણ વરસનો થયો એવામાં એક દહાડો તે રમતમાં રાજ ગાદી પર ચઢી બેઠો. એ જોઈને કરણ રાજાએ તે જ દિવસે સારૂં મુહૂર્ત હોવાથી તેનો રાજ્યાભિષેક કર્યો; ત્યાર પછી થોડે દહાડે કરણ રાજાનો કાળ થયો, તેથી સિદ્ધરાજ મોટો થતા સુધી રાજ્યનો સઘળો કારભાર તેની મા મીનળ દેવીએ રૂડી રીતે ચલાવ્યો. મીનળ દેવીએ પોતાના કારભારના વખતમાં પોતાના નામથી બે સુંદર સરોવર બંધાવ્યાં, તે આજે પણ કાયમ છે. એ સરોવરોમાંનું એક મીનલસર અથવા મુનસર વિરમગામમાં છે, અને બીજું મલાવ તળાવ ધોળકામાં છે. નર્મદા કાંઠે ભાલોદ ગામ આગળ સોમનાથની જાત્રાએ જતા જાત્રાળુઓ પાસેથી અણહિલવાડના રાજાઓ કેર લેતા હતા, તે એ રાણીએ સિદ્ધરાજ કને માફ કરાવ્યો.

સિદ્ધરાજ પુખ્ત ઉમરનો થયો, એટલે તે રાજ કારભાર પોતાના હાથમાં લઈ આસપાસના રાજાઓ સાથે લડાઈઓ કરવા લાગ્યો. આ વખતે બર્બર* નામનો મ્લેચ્છ સરદાર સિદ્ધપુરના બ્રાહ્મણોને ઘણો ત્રાસ આપતો હતો, તેને હરાવીને કેદ પકડયો. જૂનાગઢની પાસે એક ગામમાં એક કુંભારને ઘેર રાણક દેવી નામે ઘણી ખૂબસુરત કન્યા હતી. સિદ્ધરાજનાં માણસોએ તેને જોઈ, અને રાજાને ખબર કહી, તેથી સિદ્ધ-રાજે તેને પરણવાનો વિચાર કર્યો. તે દરમ્યાનમાં જૂનાગઢનો રાણો રાખેંગાર તેને પરણી બેઠો. એ ઉપરથી સિદ્ધરાજ ક્રોધે ભરાયો, અને તેણે જૂનાગઢ પર ચઢાઈ કરીને તે શહેરને બાર વરસ સુધી ઘેરો ઘાલ્યો. છેવટ રાખેંગારના ભાણેજ ફૂટ્યા, તેમણે સિદ્ધરાજને જૂનાગઢમાં દાખલ કર્યો. રાખેંગાર બહાદૂરીથી લડયો, પણ અંતે તે હાર્યો અને માર્યો ગયો, અને સિદ્ધરાજે તેનું રાજ્ય પોતાના રાજ્ય સાથે જોડી દીધું. રાણક

---

* આ ઉપરથી બાબરા ભૂતની દંતકથા ચાલે છે, બર્બર લોકો ઉપરથી કાઠિયાવાડના એક પ્રદેશનું નામ બાબરીઆવાડ પડેલું કહેવાય છે.

દેવીને લેઈ સિદ્ધરાજ વઢવાણ આવ્યો ત્યાં તે સતી થઈ. ત્યારપછી સિદ્ધરાજે માળવાના રાજા યશોવર્મા સાથે લડાઈ શરૂ કરી. એ લડાઈ પણ બાર વરસ સુધી ચાલી અંતે યશોવર્મા કેદ પકડાયો, અને તેનો મુલક સિદ્ધરાજે ખાલસા કરી પોતાના મુલકમાં ભેળી દીધો. આ પછી તેણે બુંદેલખંડના રાજા મદનવર્મા ઉપર ચઢાઈ કરી, અને તેની પાસેથી ઘણું નજરાણું મળ્યું તે લેઈ તે પાછો ફર્યો.

લઢાઇમાં શૂરો છતાં સિદ્ધરાજ કાંઈક ક્રૂર હતો, એમ કેટલાક ગ્રંથોથી જણાય છે. જૂનાગઢ જીત્યા પછી તેણે રાણક દેવીને પોતાની સાથે પરણવાનું કહ્યું, અને તે કબૂલ થઈ નહિ, તેથી તેના બે બાળકોને તેણે તેમની માના દેખતાં મારી નાંખ્યા. માળવાની ચઢાઈ વખત પણ ધારા નગરી બાર વરસ સુધી તાબે થઈ નહિ, તેથી સિદ્ધરાજે પણ લીધું કે મારી તરવાર બાર વરસસુધી ઉઘાડી રહી, તેનું મ્યાન યશોવર્માની ચામડીનું શીવડાવીશ. ધારા નગરી લીધી અને યશોવર્મા પકડાયો એટલે સિદ્ધરાજે તેની ચામડી ઉતરાવવા માંડી. પણ તેના કારભારીઓ વચમાં પડયા, અને તેમણે કહ્યું કે રાજા અવધ્ય છે, તેના શરીરને ઈજા કરવાની શાસ્ત્રમાં મના છે, ત્યારે તે બંધ રહ્યો. પછી તેણે યશોવર્માને લાકડાના પાંજરામાં પૂરાવીને પોતાના લશ્કરની સાથે ફેરવ્યો.

---

## પાઠ ૪૧. સિદ્ધરાજ જયસિંહ.—ભાગ ૨.

સિદ્ધરાજ તેના પૂર્વજોની પેઠે શૈવ ધર્મી હતો. શ્રીસ્થળ એટલે સિદ્ધપુરમાં રૂદ્રમાળનું દહેરૂં રાજા મૂળરાજ સોલંકીએ બંધાવ્યું હતું, તેને સમરાવીને આ રાજાએ પૂરૂં કર્યું, અને તેના ઉપર મહાદેવની ધજા ચઢાવી. એ કામની યાદગારીમાં શ્રીસ્થળ શહેરનું સિદ્ધપુર એવું નામ પડયું. એ વેળા તેણે મૂળરાજની પેઠે કેટલાક બ્રાહ્મણોને ભાલમાં ૧૦૧ ગામ દાન કર્યાં. વળી તેણે પાટણમાં સહસ્ર લિંગ નામે સરોવર બંધાવ્યું.

...ભૂત કાળનાં ઉત્તમ કારીગરીનાં બાંધકામો ગુજરાતમાં રહ્યાં છે, તેમાંનાં ઘણાં ખરાં સિદ્ધરાજે બંધાવ્યાં જોવામાં આ[illegible] કહેવાય છે. ડભોઈનો કિલ્લો, કડપવણજનો કુંડ, હતાં એમ પાટણની રાણીની વાવ, વઢવાણ, વડ નગર, ઝીંઝુવાડા વગેરેના ગઢ સિદ્ધરાજે બંધાવેલા હોવાની દંત કથા ચાલે છે. પણ ઇતિહાસથી તેમાંનાં કેટલાંક બીજાઓએ બંધાવેલાં જણાય છે.

સિદ્ધરાજના વખતમાં ધર્મના ઘણા વિવાદ ચાલેલા કહેવાય છે. એક તરફ બ્રાહ્મણો અને બીજી તરફ જૈન સાધુઓ વચ્ચે તકરારો ચાલતી; તે ઉપરાંત જૈન ધર્મ માનનારાઓમાં શ્વેતામ્બર અને દિગમ્બર મતના લોકો પણ એકમેકની સાથે વઢતા. વિવાદ થતો ત્યાં સભામાં રાજા પંડે હાજર રહેતો, અને કોની હાર જીત થઈ તે નક્કી કરતો. કોઈ કોઈ વાર હારનારને નગર છોડીને જવું પડતું. કહે છે કે સિદ્ધરાજ સર્વ દેશોમ્થી જુદા જુદા ધર્માચાર્યોને બોલાવીને તેમને પૂછતો, કે મોટામાં મોટા દેવ કયા, સારામાં સારૂં શાસ્ત્ર કયું, અને પાળી શકાય એવો ધર્મ કયો? પણ સઘળા પોત પોતાના મતનાં વર્ણ્ણ કરતા અને પારકાના મતની નિંદા કરતા, તેથી તેનું મન ડોલતું રહેતું. તે જૂનો શૈવ ધર્મ માનતો ખરો, પણ બીજા ધર્મને બાધ ન આવે તેવી રીતે ચાલતો. હેમાચાર્ય પંડિત જૈન સાધુ છતાં તેને રાજા પોતાની પાસે રાખતો, અને વિદ્વાન તરીકે માન આપતો.

માળવાનો ભોજ રાજા અને તેની પછી થયલા રાજાઓ જેમ વિદ્વાનોની સભાઓ કરતા, અને તેમને ઈનામો આપતા, તેમ સિદ્ધરાજ પણ કરતો. એના વખતમાં શ્રીપાળ નામે રાજ કવિ થયો. તેણે સહસ્રલિંગ તળાવ ઉપર એક સુંદર કાવ્ય રચ્યું છે.

સિદ્ધરાજ લગભગ ૫૦ વરસ રાજ્ય કરી ઈ. સ. ૧૧૪૩ માં મરણ પામ્યો. સધરા જેસિંગ એ નામથી ગુજરાતના લોકો સિદ્ધરાજને હજી પણ યાદ કરે છે. એના પરાક્રમથી, સાહસથી તથા ઉદારતાથી એ ઘણો લોક પ્રિય થયો.

## પાઠ ૪૨. રુદ્રમાળ.



આપણે પાછળ વાંચી ગયા કે મૂળરાજે રૂદ્રમાળ નામ એક દેવળ બંધાવ્યું, અને સિદ્ધરાજે તે પૂરૂં કરાવ્યું. એ દેવળ પાટણથી થોડે દૂર સિદ્ધપુર ગામમાં આવેલું છે. સિદ્ધપુર

આગળ થઈને સરસ્વતી નદી વહે છે. ત્યાં હજી પણ હિંદુ લોકો જાત્રા કરવા જાય છે. સરસ્વતી 'નદી દરીઆને મળતી નથી, તેથી કુંવારી કહેવાય છે, અને સિદ્ધપુર આગળ કેટલેક દૂર સુધી તે સૂર્યના ભણી એટલે પૂર્વ દિશા તરફ વળે છે, તેથી હિંદુ લોકો તેટલી જગાનો મહિમા વધારે ગણે છે. સરસ્વતીને ઉત્તર કાંઠે ભેખડ ઉપર સિદ્ધપુર શહેર આવેલું છે, તે હાલમાં નદીની બાજુએ આવી રહેલી શ્રીમંત હોરા વ્યાપારીઓની હવેલીઓથી ઘણું રળિયામણું દેખાય છે. ગામમાં મંદિરો, વાડીઓ, ઝાડ, પાન વગેરેની શોભા પણ ઘણી છે. નદીના દક્ષિણ કાંઠાની સપાટીમાં શિવ માર્ગીના આશ્રમો આવી રહ્યા છે, તેમાં જે સૌથી સરસ છે તે ઈન્દોરના હોલકરની રાણી અહલ્યા બાઈએ બંધાવ્યો હતો.

રૂદ્રમાળનું દેવળ સરસ્વતીની સામે એક વિશાળ ચોકમાં આવેલું છે. તેનો ઘણો ભાગ હજી કાયમ છે. તે દેવળ સાધારણ આકારનું, ઘણું મોટું ને ત્રણ માળની ઊંચાઈનું છે. તેનો મંડપ બહારથી સમ ચોરસ છે, પણ થાંભલા એવા ગોઠવ્યા છે કે, અંદરની બાજુએથી એ મંડપ આઠ ખૂણા વાળો હોય એમ જણાય છે. ત્રણ ત્રણ બાજુઓની મધ્યમાં એ મુંડપમાં જવાના માર્ગ છે, તેના ઉપર કમાન વાળી બે માળ કરેલા છે, તેને દ્વાર મંડપ અથવા રૂપચોરીઓ કહે છે. ચોથી બાજુએ માંહેલો મૂર્તિ રાખવાનો મંડપ છે. એની બાંધણી શંકુના જેવી છે. તે મધ્યના મંડપ કરતાં ઘણો ઊંચો છે, અને તેનું શિખર ઘુમટના આકારનું છે. હાલમાં એ રૂપચોરીઓના ઘુમટ જતા રહ્યા છે. અંદરના મૂર્તિ રાખવાના મંડપનો માત્ર મોખરાનો ભાગ કાયમ છે.

દેવળની બેઉ બાજુએ અક્કેકા પત્થરના ઊંચા થાંભલા છે. તેમને કીર્તિ સ્તંભ કહે છે. એ બે સ્તંભમાંનો એક તો આજે પણ ઘણો ખરો અણી શુદ્ધ છે. તેને મથાળે મોટા દરિયાઈ

પ્રાણીના માથાના આકારનું શરૂં છે, તે પોતાની ઊંચાઈના બે તૃતિયાંશ ભાગ જેટલું સ્તંભથી બહાર નીકળતું છે. શરાને ફરતાં તોરણ છે. એ તોરણનો આકાર અર્ધ ચંદ્ર જેવો છે, તેથી તેના છેડા શરાંના નીચલા ભાગને અડેલા છે, અને તેનો વચલો ભાગ ઉપર શરાને માથે લાગેલો છે. આ કીર્તિ સ્તંભ સુમારે પાંત્રીશ ફુટ ઊંચો છે. અને ભોંયથી શિખર સુધી ઘણી જ સરસ કોતરણીથી ભરપૂર છે.

ઉપર કહ્યું તેમ રૂદ્રમાળનું દેવળ સરસ્વતી નદીની સામે એક વિશાળ ચોકની વચ્ચો વચ્ચ આવેલું છે. ત્રણ દ્વાર મંડપની સામે ત્રણ મોટા દરવાજા છે. ત્યાંથી બહાર જવાય છે. મોખરા આગળનો દરવાજે એક ઘાટ આગળ પડે છે. તે ઘાટનાં પગથિયાંની હારો નદીમાં છેક આઘે સુધી ગયલી છે. ચોકની આસપાસ કેટલાંક શિખરવાળાં નાનાં દહેરાં છે, તે કિલ્લા જેવાં છે. એમાનાં ત્રણ દહેરાં માંહેલા પાછલા ભાગની મધ્યે છે, તે હજી લગણ રહેલાં છે, પણ એમનો ઘાટ ફેરવીને મુસલમાનોએ મસજીદ કરી દીધી છે.

સિદ્ધરાજે મોટી મોટી ઈમારતો અને દેવળો બંધાવ્યાં, તથા તળાવો કરાવ્યાં, તેમાં રૂદ્રમાળની બરોબરી કરી શકે એવું એક પણ નથી. રૂદ્રામાળનો કેટલોક ભાગ હાલમાં નાશ પામ્યો છે. તો પણ જે ભાગ બાકી રહેલો છે તે જોતાં સોલંકી રાજાના વખતની ઉત્તમ કારીગરીનો સારો ભાસ થાય છે.

## પાઠ ૪૨. સૂરજ અને પવન.

### વાદ વટમાર્ગુ

એક વેળા સૂરજ અને પવન એ બેની વચ્ચે પોત પોતાના બળ વિષે વાદ થયો. પવન કહે, હું જબરો, ને સૂરજ કહે,

હું જબરો. એમ બોલતાં બોલતાં તે એટલા તપી ગયા કે મારામારી પર આવ્યા. એટલામાં ચંદ્ર આવ્યો, તેણે બેઉને ધીમા પાડીને કહ્યું કે, આ વટેમાર્ગુ જાય છે તેના પર તમારૂં બળ અજમાવો; એનો ડગલો જે ઊતરાવે તે વધારે બળવાન. બંને જણે એ વાતની હા કહિ. પવન આગળ થયો, અને મોટા જોરથી વાવા મંડયો, ને જોડે વરસાદને પણ લાવ્યો. ભારે વરસાદ અને મોટા વાવાઝોડાથી ગભરાઈને બાપડો વટેમાર્ગુ એક મોટા ઝાડ તળે દબાઇને બેઠો. પવનથી જેમ ડગલો વધારે ઊડે તેમ તે વધારે લપેટતો જાય, કેમકે ટાઢ બહુ વાતી હતી. પવનથી જે થયું તે કર્યું, પણ તેનું કાંઈ વળ્યું નહિ, ત્યારે તે થાકીને આઘો બેઠો. પછી સૂરજે પોતાનું બળ ચલાવ્યું. પહેલાં તો તેણે આકાશમાંનાં વાદળાં ખસેડી નાંખ્યાં, ને પેલા વટેમાર્ગુની ટાઢ ઊડાવી દીધી. પછી ધીમે ધીમે ખૂબ તપ્યો, તેથી વટેમાર્ગુને બહુ જ બફારો થયો. અંતે તાપ અને બફારો સહેવાયો નહિ, ત્યારે ડગલો કાઢી નાંખ્યો ને જઈને એક વડની છાયા તળે બેઠો. ચંદ્રે પવનને કહ્યું કે, ભાઈ, બળાત્કારે સારૂં કામ થતું નથી. જેમ આકળા થઈએ તેમ સામું માણસ ગભરાય છે, પણ નરમાશથી અને ભલાઈથી કહીએ તો તેને હોંસ થાય છે.

ઉપલી વાત કાંઈ ખરી નથી, જોડી કાઢેલી છે, પણ એમાંથી, એટલી શિખામણ લેવાની છે જે પવનની પેઠે બળાત્કારે ને માર ફાડથી કરાવે છે, તેનું કામ ઠીક થતું નથી, પણ જે નરમાશથી અને ભલાઈથી કરાવે છે, તેનું પાર પડે છે.

---

## પાઠ ૪૪. માણસ ને બીજાં પ્રાણીમાં ફેર. ભાગ ૧.

**અંગ જ્ઞાન તર્ક શકિત મરૂડી રાફડો**

જેને જીવ છે, ને જે અહીંથી તહીં ફરી શકે છે, તેને પ્રાણી કેહ છે. પશુ, પક્ષી, માછલાં, કીડા, એ સઘળાં પ્રાણી છે, અને

માણસ પણ પ્રાણી છે. પણ માણસમાં અને બીજાં પ્રાણીમાં એક મોટો ફેર છે, તે એ કે બીજાં પ્રાણીમાં માત્ર અંગ જ્ઞાન જ છે, અને માણસને પરમેશ્વરે અંગ જ્ઞાન અને તર્ક શક્તિ એ બે આપ્યાં છે. અંગ જ્ઞાન એટલે શું, અને તર્ક શક્તિ એટલે શું, એ નીચે લખ્યું છે તે ઉપરથી સમજાશે.

છોકરૂં જન્મ્યું કે તેને શીખવ્યા વિના ધાવતાં આવડે છે, ને આપણને ભૂખ લાગે છે, ત્યારે ખાવાનું મન થાય છે, એ અંગ જ્ઞાનથી થાય છે. લાડુમાં શેરે કેટલી ખાંડ નાંખીશું તો જોઇએ તેટલો ગળ્યો થશે, એ તર્ક શક્તિથી જણાય છે. ઘર પડતું હોય તો તેને પાતળા વાંસનો ટેકો દઈશું તો વાંસથી ભાર ઝીલાશે નહિ, અને તે ભાંગી જશે; એને જાડા લાકડાનો ટેકો જોઈએ; અને આટલો ભાર છે, માટે આટલો જાડો ને જબરો ટેકો જોઈએ, એ બધું તર્ક શક્તિથી જણાય છે.

માણસ અને બીજાં પ્રાણી એ બેઉમાં જેટલી વાતો બરોબર મળતી આવે તેટલી જોવા સારૂ જંગલી માણસને બીજાં પ્રાણી સાથે મેળવી જોઈએ.

જંગલી માણસો જંગલનાં પશુઓની પેઠે ખાવા પીવા વગેરેની જ કડાકૂટમાં સઘળો વખત ગુમાવે છે. આ ઠેકાણે તો જંગલી માણસમાં અને બીજાં પ્રાણીઓમાં પહેલો ભેદ જે જણાય છે તે એ જ કે માણસો હથિયાર વાપરે છે.

જંગલી માણસો પોતાને રહેવા સારૂ મઢૂડી કે ઝુંપડી બાંધે છે; ખોરાક સંઘરવા સારૂ કોઠાર બાંધે છે; તેમ સસલાં, બીવર મધમાખ, અને હરેક જાતનાં પંખીઓ પણ કરે છે, તેથી માણસ તેમના કરતાં કાંઈ વિશેષ કરતો નથી. પણ આગળથી કુહાડો કે એવું કાંઈ બીજું ઓજાર પેદા કર્યા વગર તેનાથી ઝાડ કપાતાં નથી. બીજાં પ્રાણી તો કશું હથિયાર લીધા વગર પોતીકાં અંગનાં હથિયારો વડે પોતાનાં દર, રાફડા, કે માળા

કરે છે. જમીન ખેડીને વાવવી હોય ત્યારે કોદાળી કે હળ વગર માણસથી કાંઈ બનતું નથી. અને તે વાવેલા ધાન્યને દાતરડા વગર કાપી શકતો નથી. બીજાં પ્રાણી વગર હથિયારે પોતાને સારૂ અને પોતીકા કુટુંબને સારૂ ખોરાકીનો સંઘરો કરે છે.

## પાઠ ૪૫. માણસ ને બીજાં પ્રાણીમાં ફેર.—ભાગ ૨.

### શોચના વાદ વિવાદ વૈદુ પ્રેરણા

બીજો ભેદ એ છે કે જે કામ માણસો કરે છે, તે સર્વમાં તેમનાથી ભૂલ થાય છે, પણ બીજાં પ્રાણી તો કોઈ પણ કામમાં ભૂલતાં નથી. પંખી ઉદાસ થઇને ડાળી ઉપર બેઠેલું, અને પોતાનો માળો અધૂરો રહ્યાનું દુઃખ માનીને એ કેમ પૂરો થશે, એ વાતની મોટી શોચનામાં પડેલું, એવું કદી તમારા દીઠામાં કે સાંભળ્યામાં આવ્યું છે? અથવા મધપૂડાનાં ખાનાં તમે કદી બેડોળ અથવા વાંકાં ચૂકાં દીઠાં છે? અથવા મધપૂડા કરનારી માખીઓમાં તકરાર પડયાથી તે મંડળીમાં વાદ વિવાદ ચાલ્યો છે, એવું કોઈ વાર તમારી જાણમાં આવ્યું છે? વૈદ્યના કામમાં તો બીજાં પ્રાણી માણસના કરતાં બહુ સારાં હોય છે. કેમકે કેટલીએક જાતનાં પ્રાણીને મંદવાડ આવે છે, ત્યારે જેનો ગુણ રોગ ઉપર લાગુ પડે, એવી વનસ્પતિ તેઓ ઝટ શોધી કહાડે છે. તેને માટે તેમને વિચાર પણ નથી કરવો પડતો અને તેઓ કારણ પણ નથી જાણતાં. એ કામ તેઓ માત્ર અંગ જ્ઞાનથી કરે છે. પણ માણસોમાં વૈદ્યો એક જ ઓસડના ગુણ વિષે સો વરસ સુધી વાદ વિવાદ કર્યા કરશે.

જે જે કામ માણસ કરવાને માથે લે છે તેઓમાં તેમને વત્તી ઓછી કાંઇ પણ ગુંચવણ પડે છે. તરેહ તરેહનાં કામ કરી જોયા વગર તેમનું કોઈ કામ પાર પડતું નથી. સંસારમાં

જે છેક સહેલી વાતો છે, તે પણ અજમાવી જોયા વિના સારી કરાતી નથી. માણસો ઠોકર ખાઈ ખાઈને ખબરદાર થાય છે, અને એવી રીતે મેળવેલી શીખામણ ખપમાં આણતાં તો તેમની અડધી ઉંમર નકામી નીકળી જાય છે.

ત્રીજો ભેદ એ કે બીજાં પ્રાણીનું જ્ઞાન જેટલું છે તેટલું જ રહે છે. તેમાં કાંઈ વધારો થતો નથી, પણ માણસનું જ્ઞાન દિવસે દિવસે વધતું જાય છે. બીજાં પ્રાણી જે કામો કરે છે, તે પોતાના સ્વભાવની પહેલી જ પ્રેરણા પ્રમાણે કરે છે, એટલે પરમેશ્વરે તેઓનામાં જન્મથી જે અંગ જ્ઞાન મેલેલું હોય છે તે જ પ્રમાણે કરે છે; માટે તેઓનાં કામોમાં મનુષ્યનાં કામ કરતાં કસર કમ રહે છે, અને બંદોબસ્ત પક્કો થાય છે. પણ માણસોને પોતાના કામ વિષે પરમેશ્વરે તર્ક તથા વિચાર કરવાની શક્તિ આપી છે, તેણે કરીને પહેલ વહેલી તેમનાથી જે ચૂકો થાય છે તે તેઓ ધીરજ તથા ઉદ્યોગવડે સુધારી શકે છે.

પંખીનો માળો બહુ જ સુંદર છે. તો પણ હુમણાની ચલ્લીઓ જે માળા બાંધે છે, તે હજારો વરસ પરના ચકલીઓના બાંધેલા માળા કરતાં વધારે સારા નથી; પણ ભીલની ઝુંપડી અને રાજાના મહેલ સરખાવી જોઈએ તો સાફ માલમ પડે કે માણસે પોતાનું કામ કેટલું બધું સુધાર્યું છે.

પરમેશ્વરની ભક્તિ કરવાની શક્તિ માણસ શિવાય બીજાં પ્રાણીમાં જણાતી નથી. એ સર્વ ઉપરથી એમ કહીએ તો ખરૂં છે કે બીજાં સઘળાં પ્રાણી ઉતરતી પંક્તિનાં છે, અને માણસ સૌમાં ઉત્તમ ને મોટું છે.

---

## પાઠ ૪૬. પંડિત હેમાચાર્ય.

સિદ્ધરાજનો બાપ કરણ સોલંકી અણહિલવાડની ગાદી પર હતો તે વખતે ધંધુકા નગરમાં ચાચિગ નામે એક મોઢ વાણી-

ઓ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ પાહિની હતું. પાહિની શ્રાવક ધર્મની હતી, અને તેનો ધણી બીજા ધર્મનો હતો. પાહિનીને પેટે સંવત્ ૧૧૪૫ ના કાર્તિક શુદ ૧૫ ને રોજ હેમાચાર્યનો જન્મ થયો. હેમાચાર્યનું નાનપણનું નામ ચાંગ દેવ હતું. ચાંગ દેવ પાંચ વરસનો થયો તે વખતે ધંધુકામાં દેવ ચંદ્ર સૂરી નામે એક જૈન આચાર્ય ફરતા ફરતા આવ્યા, તેનાં દર્શન કરવાને એની મા એને લઈને આચાર્યના મુકામે ગઈ. ત્યાં બાળપણના ચપળ સ્વભાવને લીધે ચાંગ દેવ આચાર્યની ગાદી પર ચઢી બેઠો. તેના શરીરનાં લક્ષણો જોઇને આચાર્યને લાગ્યું, કે તે મ્હોટો માણસ થાય તેવો છે, તેથી તેણે મા પાસે ચાંગ દેવને સાધુ બનાવવા માટે માગ્યો. ચાંગ દેવનો બાપ શ્રાવક ન હોતો, અને વળી તે ગામ ગયલો હતો, તેથી માને ઘણી આનાકાની થઈ, પણ ગુરૂ તથા બીજા લોકોના આગ્રહથી તેણે છોકરો આપ્યો. થોડે દહાડે બાપ પાછો આવ્યો, ત્યારે આ વાત સાંભળી તે ઘણો દિલગીર થયો, અને તેને પાછો લાવવાને સૂરીની પાછળ કર્ણાવતી ગયો. ત્યાં ઉદયન મંત્રિ વગેરે સારા સારા લોકોએ તેને સમજાવ્યો. તેથી છોકરો ગુરૂની પાસે રહેવા દઈને તે પાછો આવ્યો. ત્યારપછી નવ વરસની ઉમ્મરે ગુરૂએ ચાંગ દેવને દીક્ષા આપી, અને તેનું નામ સોમ દેવ મુનિ પાડ્યું. પાછળથી સોમ દેવ મુનિનું નામ હેમચંદ્ર પડ્યું. ૨૧ વરસની ઉમ્મરે હેમ ચંદ્રે સર્વ શાસ્ત્ર અને સિદ્ધાંતમાં પ્રવિણતા મેળવી. તેથી તેને આચાર્ય પદ આપવામાં આવ્યું; ત્યારથી તે હેમાચાર્ય નામે પ્રસિદ્ધ થયા. તેની વિદ્વત્તાથી પ્રસન્ન થઇ, સિદ્ધરાજ તેને વિદ્વાન તરીકે ઘણું માન આપતો. સિદ્ધરાજ જૈન ધર્મ માનતો ન હોતો, તો પણ હેમાચાર્ય પોતાની યુક્તિ, જ્ઞાન, અને ડહાપણથી તેને રાજી રાખતો. સિદ્ધરાજના વખતમાં એણે કેટલાક ગ્રંથ રચ્યા છે. તેમાં એક સંસ્કૃત અને પ્રાકૃત

ભાષાના વ્યાકરણનો ગ્રંથ બહુ પ્રસિદ્ધ છે. એ ગ્રંથની સાથે પોતાનું તથા સિદ્ધરાજનું નામ જોડીને સિદ્ધ હૈમ રાખ્યું છે. વ્યાકરણ લખાઈ રહ્યું એટલે સિદ્ધરાજે તેને પોતાને બેસવાના હાથી ઉપર માન સાથે પધરાવીને રાજ્ય સભામાં આણ્યું, અને પોતાના સરસ્વતી ભંડારમાં મૂકાવ્યું, તેમ જ તેની ઘણી નકલો કરાવીને પોતાના રાજ્યની પાઠશાળાઓમાં મોકલાવી દીધી. ત્યાર પછી હેમાચાર્યે દ્વયાશ્રય નામે કાવ્ય લખ્યું, તેમાં સોલંકી રાજાઓનો ઈતિહાસ, અને વ્યાકરણનાં રૂપો શીખાય તેવી ગોઠવણ કરી છે.

સિદ્ધરાજની પછી કુમારપાળ રાજા થયો, તેને હેમાચાર્યે રાજા થતા પહેલાં દુઃખના વખતમાં ઘણી મદદ કરી હતી, તેથી પાછળથી તે નવા રાજાનો સલાહકાર અને ગુરૂ થઈ શક્યો. ગાદીએ બેસતી વખતે કુમારપાળની જૈન ધર્મ પર આસ્થા ન હોતી, પણ પાછળથી હેમાચાર્યનો બોધ સાંભળીને, તથા પહેલાંનો ઉપકાર સંભારીને તેણે ખુલ્લી રીતે તે ધર્મ કબૂલ કર્યો. પછી તેણે માંસ મદિરાનો ત્યાગ કર્યો, અને કોઇએ જીવ હિંસા કરવી નહિ એવો લોકોમાં સાદ પડાવીને હૂકમ કર્યો. એ રાજાના વખતમાં બ્રાહ્મણ ધર્મના મોટા મોટા પંડિતો સાથે હેમાચાર્યે વાદ કર્યા હતા, તેથી વિદ્વાન તરીકે એ ઘણો પંકાયો હતો. કુમારપાળના વખતમાં પણ હેમાચાર્યે સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં ઘણા ગ્રંથો લખ્યા છે.

હેમાચાર્ય ઇ૦ સ૦ ૧૧૭૨ ( સંવત્ ૧૨૨૯ ) માં ૮૪ વરસની ઉમ્મરે દેહ મૂક્યો. રાજાને તેમના મરણથી ઘણું દુઃખ લાગ્યું. તેમના દેહને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો, ત્યારે રાજાએ તેમાંની ભસ્મનું તિલક કરીને નમસ્કાર કર્યા, તે જોઈને લોકોએ ભસ્મની સાથે તે ઠેકાણેથી માટી લેઈ જવા માંડી, તેથી ત્યાં એક મોટો ખાડો પડ્યો. એ ખાડો હાલ

હેમખાડના નામથી પાટણમાં પ્રસિદ્ધ છે. પૂર્વે ગુજરાતમ ઘણા નામાંકિત વિદ્વાનો થઈ ગયા તે સઘળામાં હેમાચાર્યા શ્રેષ્ઠ ગણાય છે.

---

## પાઠ ૪૭. પક્ષીના માળા.



પક્ષીના માળા ઘણું અચરજ પમાડે એવા છે. તે પોતાની ચાંચ અને નખ વડે એવા ચોકખા માળા બાંધે છે કે તેવા માણસથી પણ બંધાઈ ન શકે, નાનાં પક્ષીનાં ઈંડાંમાંથી ગરમી વહેલી નીકળી જાય છે, માટે તેમના માળા હમેશાં વધારે ગરમી રહે એવા હોય છે. મોટાં પક્ષી ઘણુંખરૂં પોતાનાં ઈંડાં ઘાસ કે રેતીમાં મૂકે છે, પણ નાનાં પક્ષી તેમ કરતાં નથી. તે તો ગરમ ને ઊંડા માળા બાંધે છે, ને માંહે લીલ કે પર ચોડીને બહુ સુંવાળા કરે છે; વળી કેટલાંએક

પક્ષી ઝાડનાં પાતરાં સીવીને માળા કરે છે; કેટલાંએક ઝાડે લટકતાં બનાવે છે.

માદા માળામાં ઈંડાં મૂકી, તેમને સેવવા તે પર બેસે છે તે ચારો લેવા જાય, ત્યાં પણ ઘણી વાર ઠરતી નથી, તરત પાછી આવે છે, કેમકે વધારે વાર બહાર રહે તો ઈંડાંમાંનાં બચ્ચાં મરી જાય. કેટલીએક જાતનાંપક્ષીની માદા તો એક ક્ષણ પણ ઈંડાં વીલાં મૂકતી નથી. એવે સમે તેનો નર ચારો લાવી ખવરાવે છે. બચ્ચાં ઈંડાંમાંથી નીકળ્યાં કે ચીં ચીં કરવા માંડે છે, ને ખાવાને સારૂ ચાંચ પહોળી કરે છે, એટલે માદા ચારો લઈ પોતાની ચાંચ વતી તેમાં મૂકે છે. જ્યારે મા બહાર જાય છે, ત્યારે ટાઢ હોય તો, બચ્ચાં એક એક સોડે ભરાઈને બેસે છે કે ટાઢ વાય નહિ.

કેટલીએક જાતનાં પક્ષીનાં બચ્ચાં ઈંડાંમાંથી બહાર આવે છે, ત્યારે પાંખ વગરનાં હોય છે, તેથી ઊડી પોતાનો બચાવ કરી શકતાં નથી, માટે તેમનાં મા બાપ એવાં ઝાડ કે ઝાડીમાં માળા બાંધે છે કે ત્યાં ઝાઝો ભો હોતો નથી. કૂકડી ને બીજાં કેટલાંએક પક્ષીનાં બચ્ચાં ઈંડાંમાંથી નીકળે છે, ત્યારે તેમને ડીલે સુંવાળાં ને ગરમ પર હોય છે, તેથી તેઓ ઈંડું ફૂટે છે કે તરત બહાર દોડે છે. એ કારણથી તેમની મા ઊંચા ઝાડ ઉપર માળા બાંધતી નથી. જો એમ કરે તો બચ્ચાં દોડવા જાય તેવાં જ નીચે પડે.

# पाठ ४८. मानो गुण.–भाग १.

## पारणुं पोढवुं कटु खाजुं खमा मुक्ति

### भुजंगी छंद.

हतो हुं सूँतो पारणे पुत्र नानो,
रडुं छेक तो राखतुं कोण छानो ?
मने दुःखी देखी दुखी कोण थातुं ?
महा हेत वाळी दयाळी ज मा तुं. १

सूँकामां सूँवाडे भीने पोढी पोते,
पीडा पामु पंडे तजे स्वाद तो ते;
मने सुख माटे कटु कोण खातुं ?
महा हेत वाळी दयाळी ज मा तुं. २

लई छाती साथे बची कोण लेतुं ?
तजी ताजुं खाजुं मने कोण देतुं ?
मने कोण मीठां मुखे गीत गातुं ?
महा हेत वाळी दयाळी ज मा तुं. ३

पडुं के खडुं तो खमा आणी वाणी,
पडे पांपणे प्रेमनां पूर पाणी;
पछी कोण पोता तणुं दूध पातुं ?
महा हेत वाळी दयाळी ज मा तुं. ४

मने कोण के'तुं प्रभु भक्ति जुक्ती ?
टळे ताप पापे मळे जेथी मुक्ति;
चिते राखी चिंता रडुं कोण चातुं ?
महा हेत वाळी दयाळी ज मा तुं. ५

# पाठ ४९. मानो गुण.—भाग २.

## भुजंगी छंद.

तथा आज तारुं हजी हेत तेवुं,
जळे माछलीनुं जडथुं हेत जेवुं,
गणिते गण्याथी नथी ते गणातुं,
महा हेत वाळी दयाळी ज मा तुं. ६

अरे ए बधुं शुं भलुं जैश भूली;
लीधी चाकरी आकरी जे अमूली;
सदा दास थै वाळी आपीश साटुं,
महा हेत वाळी दयाळी ज मा तुं. ७

अरे देवना देव आनंद दाता !
मने गुण जेवो करे मारी माता,
समो वाळवा जोग देजे सदा तुं !
महा हेत वाळी दयाळी ज मा तुं. ८

शीखे सांभळे एटला छंद आठे,
पछी प्रीतथी जो करे नित्य पाठे,
रीझी देव राखे सुखी सर्व ठामे;
रच्या छे रुडा छंद दलपत्तरामे. ९

# પાઠ ૫૦. ચીનાઈ વાસણ.



કોઈ વાર તમારા મનમાં એવું આવેલું ખરૂં કે સુંદર ચીની ચલાણાં, રકાબીઓ, વગેરે વાસણ માટીનાં થાય છે? એ વાસણો સાધારણ માટીનાં થતાં નથી, પણ એક જાતની સફેદ માટીનાં થાય છે અને તેને "કેઓલીન" કહે છે. ચીનાઈ વાસણો બનાવવા સારૂ એ માટીમાં બીજા પદાર્થનું મિશ્રણ કરવામાં આવે છે, કારણ જો એકલી માટીને જ તપાવીને બનાવવામાં આવે તો વાસણો કઠણ પણ છિદ્રવાળાં થાય છે. પણ જો એ માટીની સાથે આરસ પહાણ, ચૂનો વગેરે મેળવીને વાસણો બનાવવામાં આવે તો તે વાસણો સખત, એક સરખાં ને ચળકતાં થાય છે. કારણ જ્યારે

એ વાસણોને તપાવવામાં આવે છે ત્યારે આરસ પહાણુ અને ચૂનો ઓગળી જઈને છિદ્રને પૂરી નાંખે છે. સાધારણ માટીનાં વાસણ રંગીત થાય છે, અને આનાં વાસણો સફેદ થાય છે. એને ચીનાઇ વાસણ કહે છે, કારણ એવાં વાસણો પહેલાં ચીનમાં થતાં હતાં. હાલમાં તો તે બીજે ઘણે ઠેકાણે થાય છે. હિંદુસ્તાનમાં પણ એ માટી ઘણે ઠેકાણે મળી શકે છે. તેમાં મુખ્યત્વે કરીને મધ્ય પ્રાન્તમાં ઘણી ઉત્તમ પ્રકારની માટી નીકળે છે, અને તેનાં વાસણો બનાવવાને સારૂ મંડળીઓ ઉભી થઈ છે. જો આ વાસણો આપણા દેશમાં બને તો દેશને ઘણો લાભ થાય.

માટીનો ખૂબ બારીક ભૂકો કરીને પાણીમાં પલાળે છે અને પછી ખૂબ દળે છે. પછી તેમાંથી પાણી કાઢી નાંખવાને તેને કોથળામાં ભરીને દબાવે છે, એટલે પાણી નીકળી જાય છે. પછી તેમાં આરસ પહાણનો ભૂકો અને ચૂનો મેળવીને ખૂબ ગૂંદે છે. આથી બધી વસ્તુઓ એક રસ થઈ જાય છે. ત્યાર પછી ઘણો વખત સુધી તેને ભિનાશવાળી જગ્યામાં રાખી મૂકે છે, તેથી તેની નરમાશ ઘણી વધે છે. આવી રીતે માટી તૈયાર થયા પછી તેનાં વાસણો કરે છે અને તેને તડકે સૂકાવા દે છે. પછી તેને ભઠ્ઠીમાં ધીમે ધીમે પકવે છે. આ વાસણોને ચળકતાં કરવાને એક જાતના પાણીમાં બોળી કાઢે છે. એ પાણી આરસ પહાણ કે ઓલીન ચૂનો અને ચીનાઈ વાસણના ભાંગા ટૂટા કટકા ચોકખા પાણીમાં નાંખીને બનાવવામાં આવે છે. પાણીમાંથી કાઢી લઈને વાસણોને હવામાં સૂકાવા દે છે, અને સૂકાઈ રહ્યા પછી એક બીજા મોટા વાસણમાં ભરી ભઠ્ઠીમાં મૂકે છે અને ખૂબ તપાવે છે. જ્યારે ભઠ્ઠી જોઈએ તેટલી ઉની થાય છે ત્યારે તેને ઇંટથી ચણી લઈ બંધ કરી દે છે, એટલે તે ધીમે ધીમે હોલવાઈ જાય છે અને વાસણો પણ એની મેળે થંડાં પડી જાય છે.

આવી રીતે પકવેલાં વાસણોનો રંગ સફેદ હોય છે. પણ સાધારણ રીતે જે પ્યાલા રકાબી આપણે જોઈએ છીએ તે ચીતરેલાં હોય છે. ચિત્રામણ પાડવાની બે રીત છે. જે રંગ ભઠ્ઠીના ઘણા સખત તાપથી બગડતા નથી તે રંગના ચિત્રામણ, વાસણને ચળકતાં કરવાના પાણીમાં બોળ્યા પહેલાં, પાડવામાં આવે છે. પણ જે રંગ ઘણા તાપથી ઊડી જાય છે તેવા રંગના ચિત્રામણ વાસણને બીજી વાર તપાવ્યા પછી પાડવામાં આવે છે. અને ફરીથી એક વાર સ્હેજ તપાવે છે. આ બે સિવાય એક ત્રીજી રીત પણ છે, પણ તે રીતે ઘણી હલકી જાતના વાસણ પર જ ચિત્રામણ પાડવામાં આવે છે. આ રીતે ચિત્રામણ પાડવાને વાસણ પર રંગેલા કાગળના કટકા ચહોડે છે અને પછી તે કાગળને પાણીથી ઉખેડી લે છે.

---

## પાઠ ૫૧. પાટણનું વર્ણન.—ભાગ ૧.

વિદ્યા શાળા પ્રતિષ્ઠા

પાટણ શહેર અસલ ગુજરાતની રાજધાની હતું, તે અણહિલ નામે ભરવાડના નામથી વનરાજ ચાવડાએ સંવત્ ૮૦૨ ની સાલમાં વસાવ્યું હતું. એ શહેર હાલ ગાયકવાડ સરકારના તાબામાં છે. તેમની તરફથી એક મામલતદાર ત્યાં રહે છે. પાટણને ફરતો કોટ છે, અને માંહેલો કેટલોક ભાગ ઉજ્જડ છે, તેમાં ખેતરો છે.

પાટણના બજાર વચ્ચે ત્રણ દરવાજા છે, ત્યાં પંચાસરા પારશનાથનું દેરૂં છે. તેની પ્રતિષ્ઠા વનરાજ ચાવડાએ કરી હતી, એવું કહે છે, અને તે દેરામાં વનરાજ ચાવડાની મૂર્તિ છે. શહેર વચ્ચે એક ગણપતિનું દેરૂં છે. તે ગણપતિની મૂર્તિ નીચે પથ્થરમાં લખેલું છે કે “ સંવત્ ૮૦૨ ના ચૈતર. ” તે ઉપરથી લોકો કહે છે કે પાટણ વસાવ્યું ત્યારે મૂરતમાં આ ગણપતિની થાપના કરેલી છે. પાટણથી પશ્ચિમમાં એક દરવાજો

છે, તેને વિષે લોકો કહે છે કે આ ઠેકાણે કુમારપાળ રાજાના વખતમાં હેમાચાર્યજીની "પોશાળ" એટલે વિદ્યા શાળા હતી. શહેરથી એક મૈલ ઉપર એક તૂટેલું મોટું તળાવ છે. તેનું નામ સહસ્ર લિંગ તળાવ છે. એ તળાવ સિદ્ધરાજ જયસિંહે બાંધેલું હતું, અને તે ઉપર શિવ લિંગની હજાર દેરીઓ હતી; અને ગુજરાતમાં જ્યારે મુસલમાની રાજ્ય થયું ત્યારે એ તળાવના સઘળા પથ્થર અમદાવાદની મસીદમાં ચણાયા એવું કહેવાય છે. તે તળાવને પડખે એક જૂની વાવ છે તે સિદ્ધરાજ જયસિંહની મા મિલન દેવીએ બંધાવેલી, માટે રાણીની વાવ કહેવાય છે.

---

## પાઠ ૫૨. પાટણનું વર્ણન.—ભાગ ૨.

### મૂળસ્થાન કુળદેવી કુમારિકા

પાટણમાં જૈનના પુસ્તક ભંડાર ઘણા જૂના છે. તેમાં તાડપત્ર ઉપર લખેલા પુસ્તકો પણ ઘણાં છે. પાટણમાં બાયડીઓને પહેરવાનાં પટોળાં ઘણાં સારાં બને છે, અને તે ઘણાં વરસ થયાં બનતાં હોય એવું જણાય છે, કેમકે ગુજરાતમાં સઘળે ઠેકાણે છોડીઓ તથા બાયડીઓ એક ગરબી ગાય છે, તેમાં જે જે શહેરની જે જે વસ્તુ વખણાય છે તેના નામ આવે છે, તેમાં "પાટણનાં પટોળાં" એવું છે. પાટણમાં માટીનાં વાસણ કાચ જેવાં સરસ થાય છે, તથા ડાબલીઆળી સૂડીઓ ઘણી સારી બને છે.

પાટણવાડામાં જુવાર અને ઘીની પેદાશ ઘણી છે. એમાં મોઢેરા વગેરે જૂનાં ગામ છે. મોઢેરા ગામ પરથી મોઢ વાણીઆ તથા મોઢ બ્રાહ્મણ કહેવાય છે.

પાટણવાડામાં બાંધેલા જૂના કુંડ તથા દહેરાં ભારે ભારે જોવામાં આવે છે. ત્યાં સિદ્ધરાજના બાપ કરણ રાજાએ ખોદાવેલું કરણ સાગર તળાવ પાંચ ગાઉ ફરતું છે. તે મોઢે-

રાથી પૂર્વમાં ત્રણ ગાઉ ઉપર છે. સિદ્ધપુરમાં રૂદ્રમાળા વગેરે જૂની જગાઓ છે, તથા એની પાસે સરસ્વતી નદી છે.

પાટણવાડામાં એક ઉંઝા ગામ છે, તે કડવા કણબીઓનું મૂળ સ્થાન કહેવાય છે. ત્યાં તેમની કુળ દેવીની જગ્યા છે. બાર વરસે તેમનામાં લગ્નનો દિવસ ઠરાવવાને દેવીની આગળ દહાડો વાર લખીને ચિઠ્ઠીઓ મૂકીને કોઈ કુમારિકા પાસે એક ચિઠ્ઠી ઉપડાવે છે, તેમાં જે દિવસ આવે તે લગ્નનો ઠરાવીને આખા દેશમાં મોકલે છે.

## पाठ ५३. एशिआ.



યાહુદી.



કાબુલી.

હિંદુસ્તાન જેવા ઘણા દેશ મળીને મોટા ભાગ થાય છે તેને ખંડ કહે છે. જે ખંડની દક્ષિણમાં હિંદુસ્તાન છે, તેનું નામ એશિઆ.

એશિઆની ઉત્તરમાં દરિયો છે, તેમાં ઘણી ટાઢને લીધે ઘણું કરીને બરફ રહે છે. ત્યાં ઘણાં અઠવાડીઆં સુધી સૂરજ ઉગતો નથી, તથા રાતો બહુ લાંબી હોય છે. સૂરજ ઉગે નહિ તેથી અંધારૂં રહે, એવું કોઈને લાગે, પણ છેક તેમ નથી.

ચંદ્રનું અને તારાનું અજવાળું પડે છે તેથી, તથા ગગનમાં એક જાતનું તેજ ઝગ ઝગે છે, જેને "ઉત્તર અરૂણ પ્રકાશ" કહે છે તેથી પણ અજવાળું પડે છે, માટે લોકને અડચણ પડતી નથી. એશિઆના એ ભાગમાં સૈબીરીઆ દેશ છે, ત્યાંના લોક, શિયાળાની રાતમાં અતિશે ટાઢ પડે છે ત્યારે, ભોંયમાં ભોયરાં કરીને રહે છે, ને તેમાં તાપવાને દેવતા રાખે છે. સૈબીરીઆ તથા એશિઆનાં ઈશાન ખૂણમાં કામસ્યાટકા કરીને દેશ છે, ત્યાંનાં ભાયડા બાયડીઓ ઠીંગણાં, કદરૂપાં, અને બહુ ગંદાં છે.

એશિઆના મધ્ય ભાગમાં મોટાં મોટાં જંગલો અને મેદાનો છે. તેમાં કેટલાંક ઘણાં રેતાળ અને કેટલાંક પહાડી છે. એ ભાગમાં વસનારા લોક ગામ કે શહેર કરીને એક ઠેકાણે રહેતા નથી. જેમ આ દેશમાં કેટલાક પ્રાંતમાં રબારી ઢોરને ચારતા ફરે છે અને એક ઠેકાણે રહેતા નથી, તેમ તે લોક પોતાનાં ઘોડા, ઊંટ, મેંઢાં લઈને ફરતા ફરે છે. એક ઠેકાણે ચારો ખૂટે કે બીજે ઠેકાણે જઈ મુકામ કરે છે.


મગોલ.


બલુચા.

એ મધ્ય ભાગની પૂર્વે ચીન કરીને મોટો દેશ છે. એમાં

રહેનારા લોક અને મધ્ય ભાગના લોક અસલ એક જ જાતના. એમની ચામડીનો રંગ કાંઈક ઝાંખો અને પીળચટો, માથે લાંબી લાંબી ચોટલીઓ અને આંખો લાંબી, સાંકડી ને કાળી હોય છે. ચીનના લોક ઘણા ઉદ્યમી છે. ત્યાંની ચા મુલકે મુલક કરોડો રૂપિઆની જાય છે. ચીની ચલાણાં વગેરે જે સામાન થાય છે, તે કરવામાં એ લોક બહુ કસબી છે. એવો બીજો પણ ઘણો કસબ ત્યાં છે.



ચીનો.



જાપાનીસ.

એશિઆના દક્ષિણ ભાગમાં તાપ ઘણો પડે છે, શાથી જે સૂરજનાં કીરણ ત્યાં ઉભાં પડે છે. એ મુલકમાં ફળ ફૂલ ઘણાં સારાં નીપજે છે. જાત જાતના તેજાના, જવાહિર, અને પશુ પક્ષીઓની પેદાશ ઘણી સારી છે. એ ભાગમાં ઘણા ઝેરી સાપ થાય છે. ત્યાં મોટામાં મોટો મુલક હિંદુસ્તાનનો છે. ત્યાંના તથા એ ભાગ તરફ જે બેટો આવેલા છે ત્યાંના લોકનો વર્ણ શામળો છે, ને ત્યાં ટાઢ નથી પડતી તેથી ઝાઝાં લૂગડાં પહેરવાનો ચાલ નથી.

એશિઆ ખંડમાં ઘણાક મુલકના લોકમાં મૂર્તિ પૂજવાનો ચાલ છે, ને થોડામાં નથી.

# પાઠ ૫૪. મીરાં બાઈ.

*મીરાં બાઈ મારવાડના મેડતાના જેમલ રાઠોડની દીકરી હતી. મેવાડનો કુંભો રાણો જેણે સંવત્ ૧૪૭૫ થી ૧૫ વરસ સુધી રાજ્ય કર્યું તેની તે સ્ત્રી થાય. જેમલ રાઠોડ વિષ્ણુ ભક્ત હતો, અને કૃષ્ણની ભક્તિ કરતો. તે સંત સાધુનો સમાગમ રાખતો. બાપનું જોઈને મીરાંનું ચિત્ત પણ કૃષ્ણની ભક્તિમાં પરોવાયું હતું. દીકરીની ઈચ્છા ન છતાં લોક અપવાદના ભયથી બાપે મીરાંને પરણાવી હતી. કુંભો રાણો તથા તેની મા શિવ ભક્ત હતાં, ને મીરાં વૈષ્ણવ હતી, તેથી તેને. રાણા સાથે બન્યું નહિ, ને તે જૂદી રહી. અહીં તેણે ઉઘાડે છોગે સાધુ વેરાગીઓનો સમાગમ રાખવા માંડયો. તેથી રાણો ઘણો ગુસ્સે થયો. તે ઉપરથી મીરાંએ રાણાના દેશમાં ન રહેવું એવું વિચારી સાંઢણી પર બેસી ગુજરાતમાં આવી. પછી દ્વારકા તથા ગોકુળ મથુરાની જાત્રા કરી પાછી દ્વારકામાં આવીને તે રહી હતી.

મીરાં બાઈ ભક્ત દાખલ આખા હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે. એનાં કરેલાં પદો નાનક તથા કબીરના ગ્રંથોમાં પણ છે. એ નવાં કીર્તન જોડવાને ભાગવત સાંભળતી, અને દ્વારકામાં સંત મંડળોમાં બેશી વીણા લેઈ ગાતી.

---

* રાસ માળાના ભાષાન્તર કર્ત્તા મીરાં બાઈ વિષે એક નીચે પ્રમાણે નોંધ કરે છે. ઉદેપુરના કવિ સામળદાસના અભિપ્રાય પ્રમાણે મીરાં બાઈ કુંભા રાણાની રાણી ન હોતી. પણ તેના કુંવર સાંગા રાણાના પુત્ર ભોજ રાજાજીની રાણી થાય. આ ભોજ રાજાજી કુંવર પદેજ દેવ લોક થયા હતા. તેથી મીરાં બાઈ બાળ વિધવા હતાં. તે મેવાડના ઠાકોર વિરમદેવની પુત્રી અને અકબરની સામે થનાર ચિતોડના જયમલ્લની બેન થાય.

એ રજપૂતાણીએ હિંદી ભાષામાં કવિતા કરી છે. વળી તે ગુજરાતમાં ઘણો કાળ રહેલી તેથી ગુજરાતીમાં પણ કેટલીક કવિતા બનાવી છે. ગુજરાતી ભાષામાં સ્ત્રી કવિમાં પહેલી મીરાંબાઈ જ છે. એના પછી કોઈ બીજી સ્ત્રી પોતાના ગામ બહાર ઝાઝી પ્રખ્યાત થઈ નથી.

મીરાંની કવિતા ઘણી મીઠી છે. એની રચેલી કવિતામાં છેડે "મીરાં કહે પ્રભુ ગિરધર નાગર" એ તૂક આવે છે. તે ગુજરાતમાં બૈરાંઓ ઘણા ભાવથી ગાય છે. સારૂ ગાનારાં બૈરાં ગરબા ગાવાના પ્રસંગમાં મીરાંનાં પદો છટાથી ગાય છે.

## पाठ ५५. उलटभेर फारिथी करों.—भाग १.



### મિજાજ    દાથરો    વહી

ઠાકોર કરીને એક નાનો છોકરો હતો. એ ઘણી વાતે સારો હતો; સાચું બોલે, નિશાળે જાય, ત્યાં ભણે; એ સિવાય તેમાં

બીજા પણ સારા ગુણ હતા; તો પણ તેમાં કેટલીએક ખોડ હતી. એક તો એ કે ભણવામાં અથવા કાંઈ કામ કરવામાં ભૂલ પડી તો તે શોધી કહાડવી કે સુધારવી તેને ગમે નહિ, અને તરત તેનો મિજાજ જાય.

ઠાકોર નિશાળમાં શું ભણે છે તે એનો બાપ રોજ તપાસતો. એક દિવસે બાપ કને બેશી ગુણાકાર ગણતો હતો, તેમાંનો એક ગુણાકાર ખોટો પડયો. તેના બાપે કહ્યું, આ ગુણાકાર ખોટો છે માટે ફરીથી ગણી લાવ. એ સાંભળતાં જ ઠાકોર બોલ્યો, મારૂં તો માથું દુખવા આવ્યું, મારાથી એ નહિ થાય. બાપા, મને બીજા પાઠ કરવા ગમે છે, પણ એ માથા કૂટીઆ હિસાબ કરવા નથી ગમતા. બાપે કહ્યું, તું એમ અકળા મા; ફરીથી ગણ, સૌ આવડશે, હોય, ભૂલ તો પડે.

બાપની શીખામણ ઠાકોરના મનમાં ઉતરી નહિ. મોં દાથરા જેવડું ચડાવીને સુસ્ત થઈ બેઠો, ને પાટી પર લીટા કહાડવા લાગ્યો, પણ કાંઈ કરવું સૂઝયું નહિ. એના બાપે વિચાર્યું કે આ ટેવ ખોટી છે. ભૂલ પડે તેમાં ફિકર નથી, પણ જરા જરામાં ચીડાઈ જાય એ ખોટું. ભૂલ પડી કે ફરીથી તે સુધારીને કરવું જ નહિ, એ ટેવથી તો છોકરો બગડી જશે, માટે એ ખોટી ટેવ મૂકાવવી. તેણે કહ્યું, બાપુ તે વહી ગણવામાં ચૂક કરી છે, જીવ ઠેકાણે રાખી ફરીથી ગણી જો; એ ખરો પડશે ત્યારે અહીંથી જવા દઈશ. નહિ ગણે તો રમવા ઊઠવા નહિ દઉં. એમ કહી તેને એકલો મૂકી તે બીજા ઓરડામાં ગયો.

## પાઠ ૫૬. ઉલટભેર ફરિથી કરો.—ભાગ ૨.

### દયામણું ડસકાં

ઠાકોરની આંખોમાંથી દડદડ આંસુ પડવા માંડયાં. ફળીઆના છોકરાને રમતા સાંભળીને વધારે વધારે રોવા લાગ્યો. બહાર જવાનું મન વધારે થાય તેમ તેમ સ્લેટ, પેન, અને હિસાબ પર વધારે અકળામણ આવવા લાગી.

વિજળી કરીને તેની મોટી બેન હતી, તેણે ત્યાં આવી તેને પૂછયું, ભાઈ, કેમ રડે છે? ઠાકોરે કહ્યું જોની આ કેવો અઘરો ગુણાકાર છે! એ મારાથી ગણાતો નથી, ને બાપાએ કહ્યું છે કે એ ગણીશ ત્યારે અહીંથી જવા દઈશ. એમ કહી દયામણું મોં કરી વધારે ડસકાં ભર્યાં. વિજળી બોલી, વારૂ, લાવ, જોઉં એ કેવો અઘરો છે. સ્લેટમાં જોઈ કહ્યું, એ તો જરાએ કઠણ નથી, એવા તો તેં કાલે ગણ્યા હતા, ને કહેતો હતો કે, મને હિસાબ ગણવા બહુ ગમે છે. ઠાકોરે કહ્યું, હા, એ ખરૂં, પણ આ તો મારાથી નહિ ગણાય. વિજળી બોલી, નહિ કેમ ગણાય? જીવ લગાડીને ઉમંગથી ફરી ગણે તો હમણા ગણાય. જીવ આનંદમાં હોય તો બધું થાય, નહિ તો કાંઈ ન થાય. ચાલ, આંસુ લોહી નાખ ને ગણી કાઢ. ઠાકોરે અચકાતાં અચકાતાં કહ્યું મને આંક પણ નથી સાંભરતા, ને બાપા તો ચીડે છે. આ ઓરડામાં તે મને કેમ ગમે? ઠાકોરના રડવાનો પાર કોણ જાણે કયારે આવત, પણ એટલામાં બારણે એક છોકરો ઘાસના સુંદર કંડીઆ વેચવા આવ્યો. વિજળી બારીએ ઉભી હતી, તેને તેણે પૂછયું, આમાંના કંડીઆ લેશો બા? વિજળીએ પૂછયું અલ્યા એ તેં કર્યા? છોકરે જવાબ દીધો, હા, બેન. વિજળીએ પૂછયું, કોણે તારી માએ શીખવ્યું? છોકરાએ કહ્યું, મારાં મા બાપ તો મરી ગયાં છે, હું મારા ભાઈ ભેગો રહું છું.

## पाठ ५७. उलटभेर फरीथी करो.—भाग ३.

## આનંદી ઘુંઘવાતું ઉલટ

વિજળી—ત્યારે તને આવા સારા કંડીઆ કરતાં કેમ આવડ્યા?

છોકરો—બહુ મહેનતે શીખ્યો. પહેલાં તો ઘણું વસમું લાગ્યું, કેમકે જ્યારે કરૂં ત્યારે આવડે નહિ, ને અકળામણ આવે. મારી પડોશમાં એક ડાહ્યો માણસ રહેતો હતો તેણે મને શીખામણ દીધી કે, તું કાયર થઈને એ છોડી દઈશ મા. એક વાર ન આવડે તો બીજી વાર, ને બીજી વાર ન આવડે તો ત્રીજી વાર કરવું. એમ જ્યાં લગી બરાબર આવડે, ત્યાં લગી કર્યા જ કરવું. તે એવી કહેવત કહેતો કે भूल्या त्यांथी फरीथी गणो. એ કહેવત મેં ગોખી રાખી, ને ચૂકું કે ફરીથી કરતો. પહેલાં નઠારા થયા. વળી ફરીથી કરૂં ત્યારે જરા સારા થવા માંડ્યા. હવે આવા સારા કરૂં છું.

વિજળી—'એ તો મારાથી નહિ થાય,' એવું તને કોઈ વાર લાગતું કે?

છોકરો—હાવે, ઘણીએ વાર, પણ મારો પેલો પાડોશી મને હિમ્મત આપતો, ને કહેતો કે, ફરીથી કર. ગમે એવું અઘરૂં કામ હોય, તો પણ એમ કરેથી થાય છે. તેથી મને ન આવડે કે ફરીથી કરવાની ટેવ પડી. હવે હું આવા કંડીઆ ગુંથું છું ને એ વતી મારૂં પેટ ભરૂં છું. મારો મોટો ભાઈ છે, તે પણ એ કામ કરે છે. દીવાળી કરીને મારે એક નાની બેન છે, તે નિશાળે ભણવા જાય છે. તે ઘણું શીખે છે, કેમ કે તે હસમુખી ને આનંદી છે. કોઈ દહાડો રીસાતી નથી, ને તેને જે ન આવડે, તે ફરીથી

કરવાની ટેવ છે. વીજળીએ એ સાંભળી ખુશ થઈને તેની પાસેથી બે કુંડીઆ વેચાતા લીધા, તેથી છોકરો પણ રાજી ખુશીથી ગયો.

ઠાકોરે આ બધી વાત સાંભળી પણ કાંઇ બોલ્યો નહિ, ને એ છોકરો જેવો ગયો, તેવો જ આંખ નાક લોહી નાંખી, પેલો ગુણાકાર કરવા મંડી ગયો, ને ઝટ વારમાં કરી નાંખ્યો. એક ઘડી નહિ થઈ એટલામાં તો તેણે ફરીથી ગણી તાળો મેળવી, બાપ કને દોડીને કહ્યું લ્યો બાપા, મેં આ દાખલો કર્યો. પછી પેલા કુંડીઆ વાળાની વાત કહીને તે બોલ્યો કે, બાપા, હવે કોઈ દહાડો ધુંધવાતો સ્વભાવ રાખીશ નહિ, ને જે નહિ આવડે તે ફરીને ઉલટથી કરીશ.

## पाठ ५८. सामळ भटनी समस्या.

**समस्या श्वान सुजाण मृग**

### दोहरा.

एक नरे नरने गळ्यो, तेथी शोभे तंन,
ए तो उत्तम जन घणो, समजो तमे सज्जन.

### उत्तर, जामो.

उत्तम कुळथी ऊपजी, तात तणो जे तात,
ते साथे वीवा कर्यो, समजो सज्जन वात.

### उत्तर, छाश.

भरे फाळ पण मृग नहि, नहि ससलो नहि श्वान,
मों ऊंचुं पण मोर नहि, समजो चतुर सुजाण.

### उत्तर, देडको.

पीळो पण पोपट नहि, काळो पण नहि नाग,
पांखो पण पंखी नहि, ऊडे पण नहि काग.

### उत्तर, भमरो.

नारी पण निर्बळ नहि, काळी पण नहि कोल,
वसे दरे सापण नहि, उत्तर एनो बोल.

### उत्तर, तरवार.

पढतो पण पंडित नहि, पूर्यो पण नहि चोर,
चतुर होय तो चेतजो, मधुरो पण नहि मोर.

### उत्तर, पोपट.

(कवी सामळभट.)

## पाठ ५०. परमेश्वरना अने माणसना बनावेला घाट.

### कौवत.

પરમેશ્વર જ સરજી શકે છે, એટલે કંઇ નહિ હોય તેમાંથી તે પેદા કરી શકે છે. માણસ તેમ કરી શકતો નથી. મૂળમાં કંઈ નહોતું, તો પણ વસ્તુ માત્ર પરમેશ્વરે સરજી. પૃથ્વી, ચંદ્ર, સૂરજ, તારા, ને બીજું બધું પરમેશ્વરે સરજ્યું છે.

પરમેશ્વરે જે ચીજો મૂળથી સરજી મૂકી છે, તેને તરેહ તરેહથી ગોઠવીને તથા મેળવીને માણસ નવા નવા ઘાટ કરે છે. કપાસના છોડથી રૂ કાઢે, તેનું સૂતર કાંતે, સૂતરનાં લૂગડાં વણે, તે લૂગડાં દરજી શીવે ત્યારે તેનો અંગરખો થાય. પાઘડી

રંગે છે એ રંગ ઝાડમાંથી કે જીવડાંમાંથી નીકળે છે. પણ અંગરખું કે પાઘડીનો જરા એ જરા ભાગ આગળ પૃથ્વીમાં હતો; માણસે તેને માત્ર ગોઠવ્યો છે.

તેમ જ જુઓ ખાંડ લઇએ. ભોંયમાં ઉગેલી શેરડીને ઉખેડે છે. તેના કટકા કરીને પીલીને રસ કાઢે છે. એ રસને વાસણમાં ભરીને ગાળે છે. પછી તેને ઉકાળે છે, ને ઉકળતાં જેમ જેમ મેલ ઉપર આવતો જાય છે તેમ તેમ તેને કાઢી નાંખતા જાય છે. પછી તેને ધીમી આંચે રાખે છે, એટલે તેમાંનું પાણી બળી જઇને જે બાકી રહે છે તે ખાંડ. એ રીતે ઉકાળતાં બરાબર નથી આવડતું, ત્યારે ગોળ થાય છે. આપણે કહીએ છીએ કે ખાંડ કે ગોળ આદમીએ કીધાં, પણ એ તો શેરડીમાં હતાં જ, તેમાં પાણી ને કૂચા મળેલાં હતાં તે માણસે કાઢી નાંખ્યાં, ને મીઠી વસ્તુ રાખી. એ પ્રમાણે જે જે વસ્તુ છે તે સર્વ પરમેશ્વરે પેદા કરી છે, ને તેમાં સઘળા ગુણ પણ તેણે જ મૂકયા છે; આદમી તો ગોઠવે છે, મેળવે છે, અથવા ઘાટ કે રૂપ બદલે છે.

## પાઠ ૬૦. નરસિંહ મહેતો.

અર્વાચીન ગુજરાતમાં કેટલાક નામાંકિત કવિઓ થયા છે, તેમાં નરસિંહ મહેતો પહેલો ગણાય છે. એ કવિ જૂનાગઢનો વડનગરો નાગર બ્રાહ્મણ હતો. એનો જન્મ કયા વરસમાં થયો, ને તે કયા વરસમાં મરણ પામ્યો, તે જાણ્યામાં આવ્યું નથી. પણ તે સંવત્ ૧૫૦૦ માં હતો, એટલી વાત નક્કી થાય છે. એના બાપનું નામ કૃષ્ણદાસ હતું. એને બે ભાઈ હતા, તેમાં-ના એકની સ્ત્રીનું નામ ઝવેર મહેતી હતું. એને નાનપણમાં પરણાવીને મા બાપ મરી ગયલાં હોવાથી ઝવેર બાઈએ અને તેના ધણીએ તેને ઉછેરીને મ્હોટો કર્યો હતો. તે સાત

વરસનો હતો ત્યારે એક સમે તે છોકરાંમાં રમીને ઘેર આવ્યો, અને તરસ્યો થયો તેથી પીવાનું પાણી માગ્યું; તે વેળા ભાભીએ મ્હેણું માર્યું. ભાભીનું વચન ન સંખાયાથી તે ઘેરથી જતો રહ્યો, અને ત્યાર પછી ઈશ્વર ભક્તિમાં લીન થઈ ગયો. કેટલાક લોક એમ પણ કહે છે કે ભાભીના મ્હેણાં પછી તે ગોકુળ મથુરા તરફ પ્રવાસે નીકળી પડયો. ત્યાં કોઇ વૈષ્ણવ સાધુના બોધથી તે ભજન કીર્તન કરતો ને ગાતો થયો. પછવાડેથી તેને તેનાં સગાંઓએ સમજાવીને જૂનાગઢ આણ્યો. એની ગરીબ અવસ્થા અને બાવા વેરાગીનો વેષ છતાં એની સ્ત્રી એની સાથે રહેતી. એ સ્ત્રીનું નામ માણેક મ્હેતી હતું. તેનાથી મ્હેતાને એક દીકરો ને એક દીકરી થયાં. દીકરાનું નામ સામળદાસ અને દીકરીનું નામ કુંવર બાઇ હતું.

મ્હેતાએ પોતાના ઘર આગળ વાડામાં તુળસી કયારા કર્યા હતા અને વેરાગીઓને રહેવાનો અને ભજન ગાવાનો અખાડો બનાવ્યો હતો. અહીં ભજન બનાવીને રોજ હરિના ગુણ ગાતો ને તાળ વીણા લઈ કીર્તન કરતો. રાય રંકને તે સરખી નજરે જોતો. કોઈ પાસે ભીખ માગતો નહિ અને કોઈ અન્ન વસ્ત્ર આપે તે લઇ તેમાંથી અતિથિને સંતોખી કુટુંબનું રક્ષણ કરતો. એક વખત મ્હેતો એક ઢેડ ભગતને ત્યાં ભજન કરવા ગયાનું પણ કહેવાય છે. એ ઉપરથી જણાય છે કે, તે પોતાની ન્યાતના લોકોના અભિપ્રાયની દરકાર રાખ્યા વિના સઘળા વૈષ્ણવોને સરખા ગણતો. મ્હેતાની ન્યાતના લોકો શિવ ધર્મી હોવાથી તેમણે તેને બહુ હેરાન કર્યાની વાતો પણ ચાલે છે.

નરસિંહ મ્હેતો કવિ કરતાં ભક્ત તરીકે વધારે જાણીતો છે. તે વૈષ્ણવ હતો, પણ કયો વૈષ્ણવ માર્ગ માનતો તે નક્કી કહેવાતું નથી. તે પોતાની કવિતામાં કૃષ્ણજીનો મહિમા ગાય

છે. તેણે સવા લાખ પદ કર્યાં કહેવાય છે. અને તે ઘણું કરીને પ્રભાતના રાગોમાં લખ્યાં છે. પ્રભાતિયાં તો નરસિંહ મહેતાનાં જ એવી કહેણી ચાલે છે.

જૂનાગઢમાં મજેવડી દરવાજા તરફ નરસિંહ મહેતાની જગા હુજી છે, તે "મહેતાનો ચોરો" એ નામે ઓળખાય છે. ત્યાં રણછોડજીની મૂર્તિ છે. અને તેની પડખે મહેતાની મૂર્તિ હાથ જોડીને સેવકની સ્થિતિમાં ઉભેલી છે.

## પાઠ ૬૧. ઝીણા પોરા.



વિદ્વાન સંખ્યા સૂક્ષ્મદર્શક.

સૂક્ષ્મદર્શક કરીને એક યંત્ર છે, તેના કાચમાં ઝીણી જણસ મૂકી હોય, તો મોટી દેખાય છે. તે યંત્રમાં કોઈ ખાબોચીઆમાં ઘણા દહાડા થયા ભરાઈ રહેલા પાણીનું ટીપું મૂકીને જોઇએ, તો કરોડો ઝીણાં જીવડાં માલમ પડે, તેથી જોનારને ઘણું જ અચરત લાગે છે. કેટલાક પોરા એવા ઝીણા હોય છે કે આખી દુનિયામાં એક અજબ માણસની સંખ્યા છે, તેટલી એ ટીપાં પાણીમાં દેખાય છે. તેઓ ખાબોચીઆમાં જ હોય છે, એમ ન સમજવું. નદી, તળાવ, ને દરીયાના ચોકખા પાણીમાં પણ હોય છે.

એ પોરામાંના કેટલાએકનાં શરીરમાં ઘણી કોથળીઓ જેવું હોય છે, તેમાં ખાધેલું જેરવે છે. એ કોથળીઓમાં ખોરાક ભરે છે તે એક વિદ્વાન માણસે ઘણી ચતુરાઇથી શોધી કહાડયું છે. તેણે પોરાવાળું પાણી લીધું ને તેમાં ગળીનું પાણી ભેળ્યું. તે ખાવાને પોરા આવ્યા. તે ખાધું એટલે તે પોરાની કાચજેવી પારદર્શક ચામડી, તેથી તેમાંથી એ કોથળી ગળીએલ રંગની થઈ ગએલી માલૂમ પડી.

એક બીજી જાતના પોરાના માથા ઉપર ગોળ ચક્કર હોય છે, તેથી તે ખૂબ દોડતા હોય ત્યારે ગાડીનાં પૈડાં જેવા દેખાય છે, અને તેની દોડથી પાણીમાં કુંડાળાં થાય છે, તેથી ભક્ષ તણાતો તણાતો તેમની પાસે આવે છે. એ ઝીણા પોરામાં કોઈ કોઈ સાપ જેવા લાંબા હોય છે, કોઇને દોરી જેવા આમળા હોય છે, ને કોઈ કોઈ તો જોઇએ એવા આકારના થઈ જાય છે.

કેટલાએક પોરા ઉપર કાચના જેવી છીપ હોય છે, તેના ઘાટ સુંદર હોય છે, તથા તે ઉપર ઘણી સારી સારી નકશી હોય છે. વળી કેટલીક જાતના પોરા છીપથી જ થએલા હોય છે.

કોઈ કહેશે કે પોરાનું પાણીમાં શું કામ? પણ એ ઘણા કામના છે. કોહેલી જણસ પાણીમાં રહ્યાથી આપણા શરીરને નુકસાન કરે તે એ ખાઈ જાય છે. વળી બીજાં મોટાં જનાવર તેનો ભક્ષ કરે છે.

---

## પાઠ ૬૨. વડોદરા શહેરનું વર્ણન.—ભાગ ૧.



રમણીય ગેંડી પુણ્યશાળી

વડોદરૂં ગુજરાત મધ્યે ઘણું પ્રખ્યાત શહેર છે, અને તે ગાયકવાડની રાજધાની છે. તેને ફરતો કોટ છે, અને તે કોટની બહાર પરાં, બાગ, તળાવ, ધર્મશાળાઓ, અને એવી એવી રમણીય જગાઓ ઘણી છે. શહેર વચ્ચે માંડવી છે, તેને ચાર દરવાજા છે. તે ઉપર એક ઘડીઆળ છે, તે આખા શહેરમાં સંભળાય છે. એ માંડવી આગળ ગાયકવાડ મહારાજની હવેલી છે તે મોટી છે, પણ બેડોળ તથા હલકી બાંધણીની છે. તેની પાસે નજર બાગ અને તે માંહેલો મહેલ જોવા લાયક છે. એ હવેલી આગળ થઈને ઉત્તર તરફ જતાં જે દરવાજો આવે છે, તેને ચાંપાનેરનો દરવાજો કહે છે. તે દરવાજેથી બહાર ગયા કે ફતેપુર કરીને એક પરૂં આવે છે, ત્યાં વેપારીઓનાં દાણાનાં ગાડાં ઉતરે છે; એ દરવાજા આગળ નવું બજાર પણ છે, ને તે પરા આગળ મોટું તળાવ આવે છે, તેને સરશીઉં તળાવ કહે છે, તેમાં તાબુત બૂડાડે છે. એ દરવાજા સામે જે દરવાજો છે તેને ગેંડીનો દરવાજો કહે છે.

તેની બહાર જૂનું તોપખાનું છે, ત્યાં ઉપલા ચિત્રમાં બતાવ્યા પ્રમાણેનું ગેંડી નામે જનાવર બંધાય છે. તેથી આગળ ગયા કે વાડી નામનું પરૂં આવે છે. એ દરવાજે થઇને ડભોઈ જવાય છે. વાડી પરામાં ગોપાળરાવ મૈરાળની હવેલી છે. તે મોટા સાહુકાર હતા. તેમણે પોતાની હવેલી આગળ ગણપતિનું એક દહેરૂં બાંધ્યું છે તે ઘણું જોવા લાયક છે. એ સાહુકાર મોટા દાનેશ્વરી કહેવાયા છે.

---

## पाठ ६३. वडोदरा शहेरनुं वर्णन.—भाग २.



" लक्ष्मीविलास मेहेल वडोदरा. "

માંડવીમાં થઇને વાડી પરામાં જતાં ડાબે હાથે પાણીનો દરવાજો આવે છે. એ દરવાજે વાઘ બંધાય છે, ને ત્યાં ભદ્ર નામે જગા છે, તેમાં હાલ સરકારનું મોદીખાનું છે. એની સામેના દરવાજાને લાલી પુરનો દરવાજો કહે છે. ત્યાંથી બહાર નીકળીને આગળ ગયા કે લાડબા દેવીનું મંદીર છે, ને તેની પાછળ સુર સાગરનું તળાવ છે. આગળ જતાં રાવપરૂં તથા બાબાજી પરૂં આવે છે. ત્યાંથી આગળ ઘી કાંટો આવે

છે. ત્યાં તમામ પરદેશીઓ ઉતરે છે. ને ત્યાં ભાડાની ગાડીઓ રહે છે, તેથી તે જગા પ્રસિદ્ધ છે.

ત્યાંથી આગળ જતાં વિશ્વામિત્રી નદી આવે છે, તે પર એક મોટો પૂલ બાંધેલો છે. એ પૂલ આગળ ગાયકવાડ મહારાજના પૂર્વજોનાં દેહરાં છે, તેમાં દક્ષિણી બ્રાહ્મણને રોજ ખીચડી આપતા હતા. ત્યાંથી આગળ જતાં એક વિશાળ બાગ તથા અંગ્રેજી પાઠશાળાનું મકાન આવે છે. ત્યાંથી થોડેક દૂર કાંપ આવે છે, તેમાં તમામ સાહેબ લોક, પારસીઓ તથા અંગ્રેજી લશ્કર રહે છે. બાબાજી પરામાં મોટી મોટી હવેલીઓ, નવું તોપખાનું અને દાંડીઉં બજાર છે. શહેરબ્હાર દક્ષિણ તરફ એક મોટો મહેલ છે તેને રાજ મહેલ કહે છે. એ મહેલ તથા મોતી બાગ અને મસ્તુ બાગ, એ બે બાગ પણ જોવા જોગ છે. વળી વડોદરાના મહારાજ સયાજીરાવે લક્ષ્મીવિલાસ નામનો મ્હોટો અને સુંદર મહેલ બાંધ્યો છે તે પણ ઘણો જોવા લાયક છે. તેનું ચિત્ર આ પાઠને મથાળે આપેલું છે. શહેરમાં પાણીના નળ છે તે વડે લોકોને પુષ્કળ મીઠું પાણી મળે છે. ગાયકવાડ મહારાજની વરસમાં ત્રણ મોટી સવારીઓ નીકળે છે. એક આષાઢ શુદ ૧૧ ને દિવસે, બીજી ભાદરવા શુદ ચૌદશે ગણપતિની, ને ત્રીજી દશેરાને દહાડે.

---

# પાઠ ६४. યૂરોપ.



આલ્પસ પર્વતો.

એશિઆની આથમણી દિશાએ યૂરોપ ખંડ છે. એ બે ખંડની વચ્ચે યૂરલ નામે પર્વત છે. યૂરોપની બીજી ત્રણે તરફ દરિયો છે.

યૂરોપ ખંડના ઉત્તર ભાગમાં પણ એશિઆની પેઠે દરિયામાં બરફ ઘણો, રાત લાંબી, સૂરજનો તડકો થોડો, અને અજવાળું પણં થોડું હોય છે, તેથી ત્યાંના લોક ચંદ્રના અને તારાના અજવાળાથી, તથા આકાશમાં અરૂણનું તેજ ઝગ ઝગે છે તેથી, તથા ત્યાંના દરિયામાં વ્હેલ નામે મોટું જળચર પ્રાણી થાય છે તેની ચરબી વતી દીવા બાળીને, પોતાનું કામ ચલાવે છે. એ ભાગમાં ઘણી ટાઢને લીધે વનસ્પતિ અને અનાજ કાંઈ પાકતું નથી, માટે માછલાં અને બીજાં જનાવર ખાઇને લોક પોતાનું ગુજરાન ચલાવે છે.

એ ખંડના દક્ષિણ ભાગમાં જે દેશ આવેલા છે, ત્યાંની હવા ઘણી સારી છે; આકાશ નિર્મળ રહે છે, ને તાપ ઘણો પડે છે, તેથી મેવો, ફૂળ, વનસ્પતિ સારાં પાકે છે.

યૂરોપ ખંડના દક્ષિણ ભાગમાં જેટલી ગરમી પડે છે તેટલી મધ્ય તથા આથમણા ભાગમાં પડતી નથી, તો પણ અનાજ, ઘાસ, ફૂલ ફળાદિ પુષ્કળ થાય છે. મધ્ય દેશની જમીન ઊંચી છે, ને તેની દક્ષિણ તરફ આલ્પ્સ નામે પર્વત છે, તે ઘણો ઊંચો છે. હિમાલયના શિખરપર જેમ સદા બરફ રહે છે, તેમ એ પર્વત ઉપર પણ રહે છે, તેથી ઘણાક ગાઉને છેટેથી તે શિખર ધોળાં ધોળાં દેખાય છે. એ પર્વતમાંથી ઘણી નદીઓ નીકળે છે. યૂરોપની પૂર્વ તરફનો મુલક જે એશિઆની સાથે લાગેલો છે તેની ગમ જતાં મોટાં મોટાં મેદાન આવે છે. તેમાં ડુંગરા કે ટેકરા નથી. ઝાડ પણ જવલ્લે આવે છે. કોઈ કોઈ ઠેકાણે જંગલ આવે છે, તેમાં રીંછ, વરૂ, વગેરે ફાડી ખાનારાં જનાવર બહુ હોય છે.

યૂરોપ ખંડમાં ઘણા દેશ છે, અને દેશ દેશની બોલીમાં તથા લોકના ચહેરામાં તથા રીત ભાતમાં ઘણો ફેર છે. બોલીઓ ઘણું કરીને જુદી જુદી છે, પણ લખવાની લિપિ તો ઘણાક દેશમાં અંગ્રેજીના જેવી જ છે. ઉત્તર અને મધ્ય તરફના લોકના ચહેરા ગોરા, વાળ આછા, અને આંખો માંજરી છે. પણ દક્ષિણ તરફના લોકના ઓછા ગોરા, તથા વાળ અને આંખો જરા કાળાશ પર હોય છે. તુર્કસ્તાન સિવાય બધા દેશના લોક ખ્રિસ્તિ ધર્મ પાળે છે.

## पाठ ६९. अहल्या बाई.

હિંદુસ્તાનમાં કેટલીક શાણી, પવિત્ર, અને હોંશીઆર રાણીઓ થઈ છે, તેમાં અહલ્યા બાઇનું નામ પ્રખ્યાત છે. તે ઈંદોરના રાજા મલ્હારરાવ હોલકરના પુત્ર ખંડેરાવની સ્ત્રી હતી. એને એક પુત્ર અને એક પુત્રી મળીને બે સંતાન હતાં. એનો ધણી મરણ પામ્યો ત્યારે એનું વય માત્ર ૨૧ વરસનું હતું. ધણીના મરણ પછી બે વરસ રહીને એનો એકનો

એક પુત્ર મરણ પામ્યો, તેથી એને ઘણું દુ:ખ થયું. ત્યાર પછી થોડે કાળે પેલી દીકરી પણ એક પુત્રને જન્મ આપી પોતાના ધણીની પાછળ સતી થઈ, એટલે અહુલ્યા બાઈના દુ:ખનો કાંઈ પાર રહ્યો નહિ. તો પણ તેણે હિંમત અને ધીરજથી સઘળું દુ:ખ સહન કર્યું.

મલ્હારરાવ હોલકરનો કાળ થયા પછી એ બાઈએ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી, અને રૂડી રીતે કારભાર ચલાવ્યો. તે રૈયત પાસે વાજબી રીતે મહેસૂલ લેતી અને વતનદારના હક બરાબર જાળવતી. ઈનસાફ કરવાનું કામ તેણે પંચને સોંપ્યું હતું, છતાં જરૂર પડે લોકોની ફરિયાદ પોતે સાંભળતી. ન્યાય કરવો એ પોતાની ફરજ છે એમ તે માનતી. રાજ કારભારનું કામ કર્યા પછી જે કાંઈ વખત મળતો તે એ બાઈ ઇશ્વર ભજન ને પરોપકાર કરવામાં ગાળતી. અધિકારના યોગે જે જે કામ કરીશ તે બધાંનો મારે ઈશ્વરને હિસાબ આપવો પડશે એવું તે વારંવાર કહેતી. બે ઘડી રાત બાકી હોય ત્યારે તે ઉઠતી, ને ઈશ્વરનું નામ યાદ કરી સ્નાન પૂજા કર્યા પછી પુરાણ સાંભળવા બેસતી. ત્યારપછી બ્રાહ્મણોને દાન ને સીધું આપતી, ને પછી ભોજન કરતી. તે જાતે શૂદ્ર હતી તો પણ માંસ મદિરા લેતી નહિ. ખાઈ રહ્યા પછી થોડી વાર આરામ લેતી. ત્યાર પછી ઊઠીને તે પોશાક પહેરી કચેરીમાં જતી, ત્યાં સાંજ સુધી કામ પર બેસતી. પછી સંધ્યાકાળે દેવદર્શન કરી વાળુ કર્યા પછી પાછું કામ હાથ પર લેતી, ને છેક મધરાત સુધી રોકાયલી રહેતી. ત્યાર પછી તે સુઈ જતી. એ પ્રમાણે તેણે લગભગ ત્રીસ વરસ સુધી રાજકારભાર ચલાવ્યો. તેના દરબારમાં ગોવિંદ પંથ ગાનૂ કરીને એક ઘણો શાણો ને પ્રમાણિક કારભારી

હતો, તેની મદદથી ઈંદોર જે એક નાનું ગામડું હતું તેને તેણે મોટું શહેર બનાવ્યું.

અહલ્યા બાઈનું નામ આખા હિંદુસ્તાનમાં જાણીતું છે. દક્ષિણમાં રામેશ્વરથી તે ઉત્તરમાં બદરી કેદાર સુધીમાં જે જે ક્ષેત્ર છે તે સઘળે ઠેકાણે એ બાઈએ કાંઈ કાંઈ પુણ્યનું કામ કીધું છે. કોઈ ઠેકાણે દેવળ તો કોઈ જગાએ તળાવ વગેરે બંધાવ્યાં છે. કેટલેક ઠેકાણે સદાવ્રત બેસાડ્યાં છે, અને કોઈ કોઈ દેવસ્થાનને ઈનામી જમીન આપી છે. ગુજરાતના સિદ્ધપુર ક્ષેત્રમાં તેણે એક આશ્રમ બંધાવ્યો છે.

આ પ્રતાપી રાણી ૬૦ વરસની ઉંમરે મરણ પામી. તે સંસ્કૃત પુરાણ વાંચતી અને તેના બરાબર અર્થ કરતી. મ્હોટી રાજ્ય સત્તા, પુષ્કળ દોલત ને ભર જુવાનીનો મદ છતાં પોતાના ધણીના મરણ પછી તે તલ માત્ર સદાચરણમાંથી ડગી નથી. એવી પવિત્ર ને પુણ્યશાળી બાઈનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે.

---

## पाठ ६६. परोपकार.—भाग १.

અભણ દરકાર

આપણું ચાલે ત્યાં સુધી જગત્‌માં સૌ માણસ સુખી રહે તેમ કરવું. આપણા પાડોશીને દુઃખ ન દેવું એટલું જ નહિ, પણ તેમનું ભલું કરવું, એવી પરોપકારની રીત છે. આપણે એક એકનો ખપ પડે છે. જે ગરીબ હોય છે તેમની તથા જેનાથી રળવા જવાતું નથી તેમની, તથા જેનાથી પોતાની જાતની સંભાળ લેવાતી નથી તેમની કોઈ બરદાસ ન રાખે તો તે બાપડા મરી જાય.

એમ ધારો કે એક ગામમાં કે મહોલ્લામાં ઘણા અભણ છોકરા છે. એમને વાંચતાં લખતાં આવડતું નથી, તો ચોપડીઓ

વાંચેથી ડહાપણ કે જ્ઞાન આવે એવું તો ક્યાંથી થાય? એમનાં પાડોશમાં બે માણસ રહે છે. એમાંનો એક કહે કે, એ ગમે એવા હો, ને એનું સૂઝે તે થાઓ તેમાં હું શું કરૂં? હું તો મારે ધંધે લાગીશ. મારે કાંઈ તેમનું દેવું કે પરવા નથી, એમ કહીને તેમના ભણી તે નજર એ કરતો નથી. પણ પેલો બીજો માણસ છે તે એમ ધારતો નથી. તે તેમને માટે નિશાળો સ્થાપન કરે છે, ત્યાં વાંચતાં લખતાં શીખી છોકરા અને છોડીઓ ધંધે વળગે છે, ને સુખી થાય છે. આ બે માણસમાંથી કયો સારો? આપણે કોનાં વખાણ કરવાં, ને કોનાપર હેત કરવું? પોતાનો ધર્મ કોણે બજાવ્યો? ઇશ્વર કોનાપર વધારે રીજી થશે?

---

## પાઠ ૬૭. પરોપકાર.—ભાગ ૨.
## સ્વધર્મા

વળી ધારો કે એ છોકરા પોતાનું ભલું કરનારનું ભૂંડું બોલે, તેને ગાળો ભાંડે, ને ભણે નહિ, એટલે તે કાયર થઇને તેમને રઝળતાં મૂકી વધારે બગડવા દે. નહિ તો એમ કહે કે, છો મને અપમાન આપતા, મારાથી તો જેમ એમનું ભલું થશે તેમ કરીશ. એ ખુલ્લું છે કે મારી જોડે જેમ વધારે માઠી ચાલ તેઓ ચાલે, તેમ એમને વધારે શીખામણ આપવાની જરૂર છે, માટે એમને સુધારી સદ્ગુણી ને સુખી કરવાને વધારે મેહનત કરીશ. એ બેમાંથી કયું કરે તો સારૂં? વધારે લાયક આદમી કયાને જાણવો? પરમેશ્વર પર પ્રીતિ રાખે છે, ને તેની આજ્ઞા પાળે છે, એમ ક્યારે કહેવાય?

ખરૂં ડહાપણ, ખરો સદ્ગુણ, ખરી નીતિ, ખરી ભક્તિ તો એ જ છે કે ઇશ્વરને હંમેશાં પ્રસન્ન રાખવો, ને તેમ કરવાની એક રીત એ છે કે બીજા માણસને સુખી કરવા. તમારો વેરી

હોય, તેનું પણ ભલું કરો. તમારૂં જે ભુંડું ચાહે, તેનું તમે ભલું વાંચો, ને તેમનું કલ્યાણ થાય એમ પ્રભુ પાસે માગો.

પરોપકાર કરવામાં જોવું નહિ કે આપણું સગું વહાલું, કે આપણો દેશી, કે સ્વધર્મી, કે પર દેશી, કે પારકા ધર્મનો, કે નીચ, કે ઊંચ છે. એ માણુસ છે એટલું જ જોવું, કેમકે સઘળા માણુસ આપણા ભાઈ છે.

---

## પાઠ ૬૮. ભલું ભૂંડું કરવા વિષે.

### દૃષ્ટાંત કૌવચ

એક છોકરો પોતાની મા જોડે એક વાડીમાં ફરતો હતો, તેવામાં તેણે એક મોગરાનું અને એક કૌવચનું ઝાડ જોયું. છોકરે પૂછ્યું, મા આને મોગરા અને આને કૌવચ કેમ થતાં હશે? માએ કહ્યું, મોગરાની ડૂંખ વાવ્યાથી મોગરો ઉગ્યો છે, ને કૌવચનું બી વાવ્યાથી કૌવચ ઊગી છે. જેનું બી વાવે તે ઝાડ ઉગે, ને ફૂલ તથા ફળ પણ તેવાં જ થાય. સારૂં થયું કે તેં એ વાત કાઢી, બેટા. એ પરથી મને એક ઘણી જ અગત્યની શીખામણ સાંભરી આવી છે; તેને એ બી અને ફળનું દૃષ્ટાંત ઘણું જ લાગુ પડે છે. તે એ કે જેવું આપણે બોલીએ અથવા કરીએ, તેનાં તેવાં જ ફળ થાય છે. જો તું ગાળ રોપે તો ગાળ ઊગી નીકળશે, એટલે તું કોઈને ગાળ દે તો તે તને સામી ગાળ દેશે. તું માર રૂપી બી વાવશે, તો તેનાં તેવાં જ ફળ થશે, એટલે તું કોઇને મારીશ, તો તે તને સામો મારશે; જો તું હેત અને મીઠાશનાં વચન રોપીશ એટલે કહીશ, તો તેનાં ફળ તેવાં જ થશે, એટલે તે તને સામાં તેવાં જ સારાં વચન કહેશે; તું કોઈનું ભલું કરીશ તો તે તારૂં ભલું કરશે. કહેવત છે કે, "વાવે તેવું ઊગે, અને કરે તેવું પામે." આ કહેવત તારે કોઈ દહાડો ભૂલવી નહિ; મોટા અને નાના સૌને એ

શીખામણ લાગુ પડે છે. કૌવચનાં બી વાવ્યાથી કદી મોગરો ઊગે નહિ, તેમ જૂઠું અને નઠારૂં કીધાથી સારાં ફળ થાય નહિ. એમાં તો અંતે ધૂળ જ છે. સારાં કામ કરે તો જ સારાં ફળ થાય.

## पाठ ६९. भलुं भूंडुं करवा विषे.

### आशा वंदन निंदक सालस पडछंदो

### कवित. मनहर छंद.

मोगराना मूळ जेवा मानवीना मीठा बोल,
कौच[1] बीज जेवा बोल कडवा कहावीए;
मोगराना मूळमांथी कौच न कदापि थाय,
कौचथी न मोगरानी आश लेश लावीए.
एक वार आपणे विवेकथी विचारी जुओ,
एवां झाड उगे जेवां जेवां बीज वावीए;
प्यार खार पामवा उपाय हाथ आपणामां,
दुनियाने दोष दलपत्त न चढावीए.

### इंद्रविजे छंद.

वंदन शब्द शुणो कही वंदन,
निंदक थाय तमे कदी नंदो[2];
सालस शब्द शुणी कही सालस,
खंधुं कह्याथी कहे वळी खंधो.

१ कौवच. २ निंदो.

निर्मळ शब्द शुणो कही निर्मळ,
गंदुं कह्याथी कहे वळी गंदो;
वाणी वदे जनमां जन जेम ज,
तेम ज तुर्त पडे पडछंदो.

क० द० डा०

---

## પાઠ ૭૦. વલ્લભી વંશ.

ગુજરાતમાં અણહિલવાડ પાટણનું રાજ્ય થયું તેની પહેલાં વલ્લભીપુરનું મોટું રાજ્ય હતું. એ રાજ્યની ગાદી પર જે રાજાઓ થયા તે વલ્લભી વંશના રાજાઓ કહેવાય છે. એ વંશનો સ્થાપનાર ભટ્ટાર્ક ગુર્જર જાતનો સરદાર હતો. તેની જાત પરથી "ગુર્જર રટ્ઠ" એટલે ગુજરાત નામ પડેલું કહેવાય છે. ભટ્ટાર્ક અને તેની પછી બીજા વીસ રાજાઓ થયા, તેમણે ઈ૦ સ૦ ૫૦૯ થી ઈ૦ સ૦ ૭૬૬ સુધી વલ્લભીપુરની ગાદી ભોગવી છે. એ રાજાઓ શૈવ ધર્મ પાળતા, વિદ્વાનોને આશ્રય આપતા, અને ગરીબોને પુષ્કળ દાન દેતા. ભાવનગરથી વીસ માઈલને છેટે હાલ વળા નામનો કસબો છે, તેની આસપાસ વલ્લભીપુરનાં ખંડેરો હજી નજરે પડે છે. ચોમાસામાં ઘેલારો નદીના પૂરથી ધોવાઇને એ ખંડેરો જ્યારે ખુલ્લાં પડે છે, ત્યારે તેમાંથી કોઇ કોઈ વાર મૂર્તિઓ, શિવ લિંગો, શિક્કાઓ, જૂનાં વાસણો વગેરે ચીજો મળી આવે છે. એ ખંડેરોમાંથી પત્થર નીકળતા નથી, તેથી એમ ધારવામાં આવે છે, કે વલ્લભીપુરનાં મકાનો ઈંટ લાકડાનાં બાંધેલાં હોવાં જોઇએ. એ ઇંટો ઘણી ખરી હાલની ઈંટો કરતાં ઘણી મોટી હોય છે.

વલ્લભીપુરની ગાદી સ્થાપન થયા પછી લગભગ સવાસો વરસે ચીનનો એક બૌદ્ધ સાધુ હિંદુસ્તાનમાં મુસાફરી કરવા આવ્યો હતો. તેણે પોતાના પ્રવાસનું પુસ્તક લખ્યું છે, તેમાં વલ્લભીપુરનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છે. વલ્લભી રાજ્યનો ઘેરાવો ૧૩૦૦ મૈલનો છે. તેની રાજધાની ઘેરાવામાં પાંચ મૈલ કરતાં વધારે છે. ત્યાંના લોકની રીતભાત, તેમના શરીરનો બાંધો, ત્યાંની ગરમી અને પેદાશ એ સર્વ માળવા દેશ પ્રમાણે છે. વસ્તી ઘણી છે, ઘણાં કુટુંબો ધનવાન છે, અને સો કરતાં પણ વધારે ઘર કરોડ પતિનાં ગણાય છે. આ રાજ્યમાં ઘણાં દૂર દેશાવરોથી પુષ્કળ દોલત એકઠી થાય છે. એક સો કરતાં પણ વધારે બૌદ્ધ મતના મઠ જોવામાં આવે છે. ત્યાં છ હજાર કરતાં વધારે સાધુઓ છે. એ રાજ્યમાં સેંકડો દેવાલયો છે, તેમના સાધુઓની સંખ્યા મ્હોટી છે.

વલ્લભી રાજ્યના નાશ વિષે નીચે પ્રમાણે દંતકથા ચાલે છે, તે કદાચ ખરી હશે એમ લાગે છે. છેલ્લા રાજા, ૭ માં શિલાદિત્યના વખતમાં કાકુ કરીને એક મારવાડી પાલી નામના પોતાના વતનમાંથી વલ્લભી આવ્યો હતો. તે ઘણો ગરીબ હોવાથી રંક એવા નામથી ઓળખાવા લાગ્યો. આગળ જતાં ઘણી દોલત કમાવાથી તે કરોડ પતિ થયો. એક દિવસ રંકની છોકરી રત્નજડિત સોનાની કાંસકી વડે માથું હોળથી હતી, તે રાજાની કુંવરીના જોવામાં આવી. કુંવરીને તે લેવાનું મન થયું, પણ રંકે તે આપી નહિ, તેથી શિલાદિત્યે બલાત્કારે ખૂંચી લીધી. આથી રંકને ગુસ્સો ચઢયો, અને સિંધના આરબ પાદશાહને કરોડ મ્હોર આપવાની કરી દેશપર ચઢાઈ લાવ્યો. લડાઈ થઈ, તેમાં વલ્લભી રાજા હાર્યો અને મરાયો, અને પરદેશીઓએ જાણે રમત કરતા હોય તેમ વલ્લભીપુરનો નાશ કર્યો.

# પાઠ ૭૧. ઇંગ્લાંડ



આજને સમે પૃથ્વીના બીજા સર્વ ખંડ કરતાં યૂરોપ ખંડ ઘણી વાતે સરસ અને ચઢીઆતો છે. ત્યાં હુન્નર ઘણો છે. એના કસબ ને હુન્નર આગળ તો ચીન સરખો દેશ પણ કશા લેખામાં નથી.

આપણા દેશમાં જે અંગ્રેજ નામે લોક રાજ્ય કરે છે, તેમનો દેશ યૂરોપ ખંડની પશ્ચિમમાં ગ્રેટ બ્રિટન નામે બેટ છે, તેના દક્ષિણ ભાગનું નામ ઈંગ્લાંડ છે. આપણે દેશથી ત્યાં જવું હોય તો લાંબે રસ્તે તો ત્રણ ચાર મહિના લાગે છે, પણ ટૂંકે રસ્તે માત્ર ચઉદ પંદર દહાડા થાય છે.

આપણા દેશના જેવો તાપ ત્યાં પડતો નથી, તેથી ડાંગર, કપાસ, કેરી થતાં નથી, પણ સારો સારો મેવો, ઘઉં, અને એવાં બીજી જાતનાં અનાજ ઘણાં નીપજે છે. ત્યાં ઢોર, ઘેટાં, ને ઘોડા સારા થાય છે.

ઈંગ્લાંડ દેશમાં મુખ્ય શહેર લંડન છે, તેના કાંઇક ભાગનું ચિત્ર આ પાઠને મથાળે પાડેલું છે. દુનિયામાં એના જેવું મોટું શહેર બીજું નહિ હુશે. જે નદીને કાંઠે એ છે તેનું નામ ટેમ્સ છે. તે શહેરની વચ્ચોવચ્ચથી વહે છે, માટે આવ જા કરવાને તે પર મોટા મોટા પૂલો બાંધેલા છે. વળી નવાઈ જેવી વાત એ છે જે, એ નદીની નીચેથી સુરંગ ખોદીને મોટો રસ્તો બાંધ્યો છે, તેમાં થઈને લોક રાત દહાડો આવ જા કરે છે. માંહે અંધારૂં ન રહે માટે દીવા રાખે છે. વળી એ નદી કાંઈ નાની નથી; એમાં હજારો મોટાં વહાણ અને આગ બોટો રહે છે. એ શહેરની વસ્તી ચાળીસ લાખ કરતાં વધારે છે. અમદાવાદ શેહેરની વસ્તી જો બે લાખની ગણીએ તો વીસ બાવીસ અમદાવાદ જેટલી વસ્તી એકલાં લંડન શહેરની જ થાય. એ શહેરમાં આપણા દેશના નામદાર સેહેનશાહ એડ્વર્ડ ૭ માનું દરબાર છે.

ગ્રેટ બ્રિટનમાં કાચ, ચીની વાસણ, લોઢાનો સામાન, તથા કાપડ ઘણું બને છે, અને તેમાનો કરોડો રૂપિઆનો માલ આપણાં મુલકમાં દર વરસે આવે છે. તે સિવાય તે બીજા ઘણા દેશમાં જાય છે.

જેમ એ બેટનો માલ સઘળો દેશાવર ખાતે જાય છે અને ખપે છે, તેમ ત્યાંના લોક પણ પૃથ્વીના સઘળા ભાગ પર જુદે જુદે ઠેકાણે જઈ વસેલા છે. પૃથ્વીના પૂર્વ, પશ્ચિમ, અને દક્ષિણના દેશોમાં જ નહિ, પણ દરિયામાં મોટા મોટા બેટ છે, તેમાં પણ જઇને રહ્યા છે અને ત્યાં વસ્તી કરી છે.

## પાઠ ૭૨. ફુટડાઈને માટે ટાપટીપ.—ભાગ ૧.

આ તો અમારો ચાલ પડી ગયો છે, તે કર્યા વગર કેમ ચાલે, એવું જંગલી અને અજ્ઞાન લોક એકલા માને છે એટલું જ નહિ, પણ સુધરેલા લોકમાં પણ એવી રીત હોય છે. ઘણા જ જંગલી માણસમાં પોતાનાં શરીર રંગવાની, અને નાક ને હોઠ વીંધાવીને તેમાં કડીઓ ઘાલવાની ચાલ હોય છે. એ બધું તેઓ હોંસે હોંસે કરે છે. વળી તેમનામાં શરીરનાં કેટલાંએક અંગના ડોળ ફેરવવાની પણ રીત પડેલી હોય છે.

નાના બાળકનાં માથાંનાં, અને ઘણાં ખરાં શરીરનાં બીજાં બધાં હાડકાં નરમ, અને જેમ વાળીએ તેમ વળે એવાં હોય છે, તેથી તેનું જેવું ડોળ કે આકાર વાળીને કરે એવો થાય છે. અસલના વારામાં એક દેશના લોક હુતા, તે એવું માનતા કે જેના માથાંનો આકાર સોગઠા સરખો હોય, તે ઘણો ખૂબસુરત. તે પરથી બાળક અવતર્યું કે પાટા તાણી બાંધી તેના માથાંનો ઘાટ તેવો કરતા. તુર્કસ્તાનના લાકોને ગોળ માથાં પસંદ હુતાં, તેથી તેવો આકાર જન્મથી જ પાટા બાંધીને કરતા. પશ્ચિમમાં અમેરિકા ખંડની પાસે એક બેટ છે ત્યાંના રહેવાસી ચોખંડાં માથાં કરવાને નાનપણથી જ આસપાસ પાટીઆં બાંધીને પેટી જેવું બનાવતા. એ જ પ્રમાણે કપાળ પણ નાનાં મોટાં કરતા. આપણે હસતાં હસતાં કે રીસમાં કોઇને કહીએ છીએ કે ‘તારા કપાળમાં ડામ,’ પણ કેટલાક લોકમાં ડામ દેવાની વડાઈ ગણાય છે. સિયામના અને મલબારના લોક કપાળ પર અક્ષર કે કાંઇ ચિત્ર પાડવા સારૂ બીબાં કે છાપ બનાવી કપાળમાં તેના ડામ દે છે. ભાયડા, બાયડી સૌ પોતાનાં કપાળ શોભાવવાને એવી છાપ મારે છે.

## પાઠ ૭૩. ફુટડાઈને માટે ટાપટીપ.—ભાગ ૨.

### શિકલ નામાંકિત

જેમ માથાંની અને કપાળની શિકલ ફેરવવાને ઘણા લોક મહેનત કરે છે, તેમ નાક કાનને પણ કદરૂપાં કરવાને કસર રાખતા નથી. ઉપર જે ચોખંડું માથું રાખનાર જંગલી લોકની વાત કહી, તેમાં વળી બીજી એવી એક ચાલ છે કે પોતાનું નાક વીંધાવીને તેનો વેહ વધારવાને સારૂ હાડકાં કે લાકડાંની સળીઓ ઘાલતા રહે છે. ચીનનાં માણસ ચીબું નાક હોય તેને રૂપાળું ગણે છે, તેટલા સારૂ નાનપણથી નાકને દાબી દાબીને ચીબું કરે છે. તેમ જ તાતાર દેશના, આફ્રિકાના, અને અમેરિકાના ઘણા લોક પણ નાનપણથી નાક દબાવીને ચીબાં કરે છે. વળી આફ્રિકા ખંડના કેટલાક લોક જેમ મોટું નાક હોય તેમ ખુશ થાય છે, અને એ જ ખંડમાં ઝાંઝીબાર કરીને દેશ છે ત્યાંના લોક પોતાના નાકની અણી મરડીને ઉંચી કરે છે. ઈરાન દેશમાં કેખશરૂ નામે મોટો નામાંકિત રાજા થઈ ગયો, તેનું નાક બાજ પક્ષીની ચાંચના જેવું લાંબું હતું, તે પરથી ત્યાંના બધા લોક એવું નાક હોય તેને ખૂબસુરત ગણતા, અને તેવું કરવાને બહુ મહેનત લેતા. વળી કેટલાએક લોકોમાં બીજી એક એવી ચાલ હતી કે કાનની બૂઠ તાણી તાણીને એટલી તો લાંબી કરતા કે તેની લંબાઈ વિષે કોઇને કહીએ તો તે માને નહિ. કોઈ કોઈ તો બૂઠો લાંબી વધારવાને ભારે વજન ટાંગતા. ચીનમાં અસલથી એવો વિચાર ઠસી ગયો છે કે બૈરાંના પગની પાટલીઓ જેમ નાની તેમ સરસ; માટે નાનપણથી જ કઠણ જોડા પહેરાવીને કે પાટા બાંધીને તેને વધવા દેતા નથી. એવું કરવાથી બિચારી બાયડીઓ કેવી દુ:ખી થતી હશે! પગે ચલાય નહિ એટલે લંગડા માણસની પેઠે કોઈ ઉંચકી લઈ જાય ત્યારે જવાય.

## પાઠ ૭૪. ફુટડાઈને માટે ટાપટીપ.—ભાગ ૨.

યૂરોપમાં પણ બૈરાં એવું જાણે છે કે જેમ કંમર પાતળી હોય તેમ સારૂં. તેથી તેવી કંમર રાખવાને નાની છોકરીઓને કેડે કેટલાક લોક મજબૂત પટા બાંધે છે, તે એવા તો કઠણ હોય છે કે તે બિચારીથી પૂરો દમ પણ લેવાતો નથી. એવી નઠારી ચાલને લીધે કેટલીકની કરોડનું હાડકું મરડાઈ જાય છે, પાંસળીઓ વળી જાયછે, ને કોઈ વાર તો છાતીમાં દરદ થાય છે.

ઉપર જે આ બધી ચાલ લખી છે, તે વાંચીને જરા હસવું તો આવશે, પણ એમ ન વિચારવું કે આપણા લોકમાં એવી રીતો નથી. આપણાં બૈરાં નાક કાન વીંધાવીને કેવાં હેરાન થાયછે! નાનાં નાનાં બાળકોના કાન કે નાક વીંધાવે છે, અને પછી તે પાકે છે અને સણકા નાંખે છે ત્યારે તેઓ ઘણાં દુઃખી થાય છે. મોતીની કે સોનાની વાળી, કાંટા, પાંદડી, કે ચોકડાં ઘાલી થોડી શોભા દેખાડવા સારૂ એવું કરે છે. પણ એ કરતાં પણ વધારે નુકસાનકારક ચાલ આપણાં બૈરામાં છે, ને તે નીચ જાતનાં બૈરાંમાં ઘણી જોવામાં આવે છે. ગાલ, હોઠ, બે ભમરની વચ્ચેનો ભાગ, હડપચી, હાથ, આંગળાં, પોંચી, અને છાતી વગેરે શરીરના કુમળા ભાગ પર સોયની અણી વડે મેશ ને વાલોળનાં પાંદડાંના રસનું ટીપું મૂકીને છૂંદે છે, તેથી કાળા કે લીલા રંગનાં ટપકાં પડી રહે છે. એને છૂંદણાં કહે છે. નીચ વર્ણમાં એવાં છૂંદણાંની કાંચળી, વેલ, કે બુટ્ટા પાડવાની ચાલ ઘણી હોય છે. જુઓ, એથી કેટલી વેદના ભોગવવી પડે છે! કોઇનો ગાલ સૂણી જાય છે કે હોઠ પાકી જાય છે. માટે આવી દુઃખ દેનારી ચાલ શા વાસ્તે જોઇએ? જો એવી શોભાની જરૂર જ હોત તો પરમેશ્વર તે શા વાસ્તે ન આપત? શું તેને ત્યાં ખોટ છે?

વળી પરમેશ્વરના કરતાં વધારે ડાહ્યા થવાને ધોળા દાંતને કાળા કે લાલ રંગીને શોભા માને છે, ને તેમાં રેખો મરાવે છે; પણ એવી ખોટી શોભાને સારૂ કેટલું હેરાન થવું પડે છે?

---

## पाठ ७५. अंबाजीनुं वर्णन.—भाग १.



**ચોઘડિયું ગૃહસ્થો આરસ પહાણ**

ગુજરાતની છેક ઉત્તરે આરાસુરના પર્વતમાં અંબાજીનું મોટું દહેરૂં છે. તેને ફરતી ધર્મશાળઓ છે. એની માનતા આખા ગુજરાતમાં ઘણી ચાલે છે, અને મુંબઈથી પણ લોકો જાત્રા સારૂ ત્યાં જાય છે. ત્યાં મોટી જાત્રા ભરાય છે. એ દહેરામાં મૂર્ત્તિ નથી, પણ સિંહાસન ઉપર કાંઈક મૂર્ત્તિને આકારે છે,

તેને ઘરેણાં લૂગડાંથી શણગારીને સાફ મૂર્ત્તિનો આકાર જણાય એવું કરે છે. તે દેવલનાં થાંભલાં ઉપર સંવત્‌ના ૧૩ માં સૈકાનાં વરસ લખીને જુદે જુદે સ્તંભે જુદા જુદા સલાટનાં નામ કોરેલાં છે, તેથી સલાટોએ મળીને એ અસલ દહેરૂં બનાવેલું હોય એવું જણાય છે, અને તેને ફરતી ધર્મશાળાઓ ગુજરાતના ગૃહસ્થોએ બનાવેલી છે. ત્યાં હમેશાં ચાર ચાર ઘડીએ ચોઘડીઆં વાગે છે. અંબાજીની જગ્યા સુદ્ધાં એ આરાસુરનો પર્વત દાંતાના રાણાના તાબામાં છે, તેથી અંબાજીની આગળ જાત્રાળુ લોકો જે કાંઈ ભેટ કરે તે, તથા દર જાત્રાળુ પાસેથી કાંઈ કર તે રાણો લે છે. અંબાજીથી પૂર્વમાં એક મૈલ ઉપર જૈન લોકોનાં પાંચ દહેરા વિમળશાનાં બનાવેલાં કહેવાય છે, તે સઘળાં આરસ પાહાણનાં અને ઘણી જ સરસ બાંધણીનાં છે. તે ઠેકાણે એક પાળીઆ ઉપર લેખ છે, તે ઉપરથી માલમ પડે છે કે સંવત્‌ના તેરમા સૈકામાં એ ઠેકાણે આરુસણા નામે મોટું શહેર હતું, અને ત્યાં કુંભા રાણાનું રાજ્ય હતું. તેજ કુંભા રાણાનું રાજ્ય આબુ ઉપર પણ હતું.

---

## પાઠ ૭૬. અંબાજીનું વર્ણન.—ભાગ ૨.

**જ્વાળા　　કમાણી　　દશાંશ**

એ ઠેકાણે હાલમાં કુંભા રાણાના નામથી કુંભારીઉં નામે ગામ દશ પંદર ઘરનું છે. તેથી પૂર્વમાં ત્રણ મૈલ ઉપર પોટેશ્વર મહાદેવની જગ્યા છે. ત્યાંથી સરસ્વતી નદી નીકળે છે, તે સિદ્ધપુર પાસે થઇને કચ્છના રણમાં જાય છે. કુંભારીઆનાં દહેરાંની સંભાળ અમદાવાદના નગર શેઠ રાખે છે. તેમની તરફના ગુમાસ્તા વગેરે ત્યાં રહે છે. તે દહેરાંના સ્તંભમાં તથા બારસાખ પર લેખ કોતરેલા છે તે સંવતના ૧૩ માં સૈકાના છે. પણ તેમાં વિમળશાનું નામ કાંઈ વાંચવામાં

આવતું નથી, તેથી એ વહેમ છે કે એ દહેરાંને વિમળશાનાં દહેરાં શા વાસ્તે કહેતા હશે! ગુજરાતના કેટલાક લોક પોતાની કમાણીમાંથી એક દશાંશ દર સાલ અંબાજીને અર્પણ કરે છે તે રકમ એકઠી કરીને હાલ ત્યાં એક મોટું તળાવ બંધાવવા માંડયું છે. ત્યાં દાંતાના રાણાએ એક સારો બંગલો બનાવ્યો છે. અંબાજીમાં પાંચ દિવસથી વધારે કોઈ જાત્રાળુ રહેતો નથી. ત્યાં તેલ દિવેલ કશા કામમાં વાપરવામાં આવતાં નથી. શાક વધારવામાં, તથા દીવા બાળવામાં, તથા બૈરાંના ચોટલામાં ઘાલવામાં ઘી આવે છે. એ પર્વતમાંથી આરસ પહાણ નીકળે છે. એ પર્વતમાં વાંસ ઘણા થાય છે, અને મકાઈ જવની પણ પેદાશ થાય છે.

અંબાજીથી આથમણે કોશ દોડેક ઉપર એક ફાટેલો પહાડ છે, તેને ગબર કહે છે. લોક કહે છે કે, "જે જાય ગબર, તે થાય જબર," એટલે તેનો ચઢાવ એવો સીધો છે કે ચઢતાં માણસનો દમ ભરાઈ જાય. એ પહાડ જોતાં માલમ પડે છે કે એ ઠેકાણે અસલ જ્વાળા મુખી હશે, અથવા જ્વાળાથી ફાટ્યો હશે.

## પાઠ ૭૭. માયાળુ સ્વભાવ.

કેટલાંએક છોકરાં બીજાં છોકરાં કરતાં કેટલાં માયાળુ હોય છે! પોતે ખુશીમાં રહે છે, ને બીજાને પણ ખુશ રાખે છે. કેટલાંક છોકરાંનું મોં જોવાનું મન ન થાય, તો સોબત કરવાનું તે કયાંથી જ થાય? એવાં છોકરાંની કોઈ ભાઈબંધી કરે નહી.

જો આપણા ઉપર આપણા ભાઈબંધ માયા ન રાખે, તો તેમાં આપણો વાંક જાણવો. કેમ કે જો આપણે તેમની ઉપર માયા કરીએ ને તેમની સાથે મીઠું બોલીએ, તો તે આપણા પર તેમ કર્યા વિના રહે જ નહિ. કહેવત છે કે, "આપણે વૈત

નમીએ, તો બીજો હાથ નમે." વાજબી કામ કરીએ તેમાં તેમને કંઈ દુઃખ લાગે, તો તે ઠેકાણે આપણો કંઈ ઈલાજ નથી; પણ આપણો સ્વભાવ માયાળુ છે, આપણે સ્વાર્થી નથી, અને આપણુને ગમે એટલું નુકસાન છતાં આપણે બીજાનું સારૂં કરીએ છીએ એવું જો લોકો જાણશે તો આપણા સોબતી થવાને ઘણા લોક આવશે. પરગજુ ને દયાળુ સ્વભાવ રાખ્યાથી આપણે બહુ સુખી થઈશું. જો આપણે જ્યારે ફાવે ત્યારે કોઈનું કામ કરતા હોઇએ, તો આપણી ભાઈબંધી કરવા ઘણા આવે, નહિ તો આપણને કોઈ ધર્મે પણ ન પૂછે. જો પરગજુ થઇએ તો આપણે એકલા જ સુખી થઈશું એમ નહિ, પણ આપણાં માણસ પણ સુખી થશે. જે આપણા ગોઠીઆ હોય તેમાં કોને ઘણા ભાઈબંધ છે, એ જોઈશું તો માલમ પડશે કે, જે પરગજુ ને મોટા મન વાળા છે, અને જે પોતાના સોબતીને દુઃખ થાય તો જીવ આપે એવા છે, તેવા માણસને ઘણા ભાઈબંધ હોય છે.

દોસ્તદાર કરવાનો એક જ રસ્તો છે, તે એ કે આપણે બીજાની સાથે હળી મળીને ચાલવું. આપણું સુખ તજવાથી બીજાને સુખ થતું હોય, તો તેમ કરવું. આપણા ભાઈ ભાંડુને તેમને ભાગે જેટલું આવે તે કરતાં વધારે આપવું, અને પરગજુપણું રાખવું, એટલે તેને આપણી માયા થયા વિના રહે જ નહિ. આપણે ઘેર કે બહાર જ્યાં હોઇએ ત્યાં એવો જ સ્વભાવ રાખવો, એટલે આપણે સુખી થઈશું. પણ કોઈનું સારૂં થાય તે કામ ભૂંડે રસ્તે ચાલીને કરવું, ને પરગજુ છીએ એમ બતાવવું, એમાં ઘણો દોષ છે.

## પાઠ ૭૮. કેરોસીન તેલ.—ભાગ ૧.

સરકારી ફાનસો, ચિમનીઓ અને ખુલ્લા ખડીઆમાં ખરાબ વાસ વાળું જે તેલ હાલમાં બાળવામાં આવે છે તેને આપણે ગ્યાસલેટ કહીએ છીએ. ગ્યાસલેટ એ નામ ખોટું છે. અને તેનું ખરૂં નામતો “કેરોસીન” છે. કુવામાંથી પાણી નીકળે છે તેવી રીતે કેટલાક દેશના કુવાઓમાંથી આ તેલ કહાડવામાં આવે છે. બ્રહ્મદેશ, કાનડા, રૂશિયા, ઈટાલી, મૃત સરોવર અને કાસ્પીઅન સમુદ્રના કાંઠાના ભાગો તથા બીજે ઘણે ઠેકાણેથી આ તેલ નીકળે છે. ઉપર લખેલે ઠેકાણે કેરોસીન તેલ કહાડવા સારૂ પચાસ, સાઠ ફુટ ઉંડા કુવા ખોદે છે, ત્યારે તેમાં એક જાતનું જાડું, વાદળી રંગનું તેલ ઝરે છે. આને “પેટ્રોલ્યમ” કહે છે. પેટ્રોલ્યમની વાસ કેરોસીન કરતાં પણ વધારે સખત છે.

પેટ્રોલ્યમમાં ગંધકનો તેજાબ નાંખી તેને દેવતા પર ગરમ કરે છે. ગરમીથી તેની વરાળ થાય છે. તેને પોલી નળી વડે બીજા વાસણમાં જવા દે છે; ત્યાં તે વરાળ પાણીની થડકથી ઠરીને તેનું વાદળી રંગનું પાતળું તેલ થાય છે. આ તેલને કેરોસીન કહે છે.

પેટ્રોલ્યમ હવામાં વધારે વખત ખુલ્લું રહેવાથી જાડું અને કાળું થઈ જાય છે. આ જાડા કાળા તેલને ખનીજ ટાર (ડામર) કહે છે. લાકડાં વગેરેને પાણી અગર સડો ના લાગે અને લોઢાનાં પતરાં કટાય નહીં તેટલા સારૂ તેને ડામર ચોપડવામાં આવે છે. ડામર ઘણા દિવસ હવામાં ખુલ્લો રહે, અને તેના ભેગો માટી કે કચરો ભળે તો તેનો કાળો કઠણ પદાર્થ બને છે. આ કાળા કઠણ પદાર્થને “આસ્ફાલ્ટ” કહે છે. છોબંધ ભોંય તળિયાં જલદી ઘસાઈ જાય છે, તેથી જે જગાએ લોકોનો અવર જવર વધારે હોય ત્યાંના ભોંય

તળિયાં ઉપર આસ્ફાલ્ટ અને કાંકરી તથા રેતીનું મિશ્રણ કરી પાથરે છે. અને પછી તે ઉપર લોઢાનાં ભારે રોલર ફેરવે છે. તેથી તે જમીન છોબંધ જમીન કરતાં વધારે સખત અને ટકાઉ થાય છે. આવી જમીનને આસ્ફાલ્ટ કરેલી જમીન કહેછે. મોટાં રેલ્વે સ્ટેશનોનાં ભોંય તળિયાં ઘણે ભાગે આસ્ફાલ્ટ કરેલાં હોય છે.

## पाठ ७१. केरोसीन तेल.—भाग २.

જે દેશોમાં પેટ્રોલ્યમ નીકળે છે, ત્યાં તે કહાડવાનાં અને કેરોસીન બનાવવાનાં મોટાં કારખાનાં હોય છે. આ કારખાનાંઓમાં કેરોસીન તેલ તૈયાર થાય છે, એટલે તેને કલાઈ વાળાં લોઢાનાં પતરાંના ડબ્બામાં ભરીને તે ડબ્બાનાં મ્હોં કલાઈથી ઝાળી લે છે. આવા ત્રણ ડબ્બાને એક લાકડાંની પેટીમાં બંધ કરી પર દેશ ખાતે ચઢાવે છે. કેટલાક દેશમાં સારૂં અને કેટલાકમાં ઉતરતા દરજ્જાનું કેરોસીન બને છે. દીવો કરતાં જે તેલમાંથી ધુમાડો અને ગંધ ઓછાં નીકળે અને પ્રકાશ સારો આવે તે તેલ સારૂં ગણાય છે. આપણા દેશમાં હાલમાં સૈબીરીઆ અને કાનડામાંથી પુષ્કળ કેરોસીન આવે છે.

કેરોસીન તેલ પાણી કરતાં પણ હલકું છે. સળગતી દીવાસળી કે દીવા વડે તેને સળગાવીએ તો તેનો ભડકો થઈ તે એકદમ બળી જાય છે; તેથી ગ્લાસ કે કોડીઆંમાં તેનો દીવો કરવામાં આવતો નથી. શીશી કે ખડીઆમાં કેરોસીન ભરી તે ખડીઆના મ્હોં ઉપર બેસતું આવે એવું મ્હોડીઉં ઘાલે છે. દીવેટનો એક છેડો તેલમાં બૂડતો રહે છે, અને બીજો છેડો મ્હોડીઆંની ઉપર હોય છે તેને સળગાવે છે. ખડીઆનું તેલ દીવેટમાં થઇ ઉપર ચઢે છે અને ધીમે ધીમે બળે છે.

બીજાં તેલો કરતાં કેરોસીનના દીવામાંથી ધૂમાડો વધારે નીકળે છે; પણ જો તે ખડીઆ ઉપર કાચની ચિમની મૂકીએ તો ધૂમાડો બહુ જ ઓછો નીકળે છે, અને દીવો વધારે તેજવાળો થાય છે. ચિમની વગરના ખડીઆમાં કેરોસીન બાળવાથી તેના ધૂમાડાથી ઘર કાળું થાય છે; ધૂમાડો ગળામાં જવાથી ઉધરસ થાય છે; પ્રકાશ થોડો આવે છે; અને પવનથી દીવાની જોત સ્થિર રહેતી નથી. રૂની દીવેટમાં આ તેલ જોઈએ તેવી રીતે ઉપર ચઢતું નથી. પણ સૂતરની વણેલી જાડી કઠણ દીવેટ કરવાથી દીવો સારો બળે છે; તેથી તેવી વણેલી દીવેટો તૈયાર વેચાય છે.

ફોડવાના દારૂને દેવતા અડકવાથી જેમ આખો જથો એકદમ સળગી જાય છે, તેમ કેરોસીન તેલને દીવાની જોત લાગવાથી બધું કેરોસીન એકદમ સળગી ભડકો થઇ જાય છે. આ કારણથી કેરોસીન તેલના ડબ્બા અગર ખડીઆમાંના તેલને દીવો કે સળગતો મોગરો અડકે નહિ તે માટે બહુ સાવચેતી રાખવી પડે છે. આ સાવચેતી નહીં રાખવાથી આજ સુધીમાં ઘણે ઠેકાણે આગ લાગી હજારો ઘરો અને માણસો બળી ગયાં છે. કેરોસીનનો ભડકો પાણી છાંટવાથી પણ ઓલવાતો નથી, માટે તે વાપરવામાં બહુ સાવચેતી રાખવી જોઇએ.

---

# पाठ ८०. काळु माछली.



કાળુ નામે માછલી છીપોમાં થાય છે; તેમાં ઘણું જોર હોય છે, તેથી તેની છીપોને એટલા જોરથી બંધ કરે છે કે તે બે છીપોની વચ્ચે જે કાંઇ આવ્યું હોય તે ઘણું કરીને નીકળી શકે નહિ. એના જોર વિષે આ નીચે લખેલી વાતો માલમ પડી છે તે ઘણી રમુજી છે. એક વખતે એક માછીના ઘરમાં રાતે કાંઈ ખડખડાટ થયો, તેથી તેનાં બાયડી છોકરાં ઘણાં બીધાં. તેમણે જાણ્યું કે કોઇ ચોર ઘરમાં પેઠો હશે, પણ એક જણ હિંમત રાખીને ઘરમાં ગયો, તો કોઈ બે પગના ચોરને તો તેણે ન દીઠો, પણ ચાર પગનો ચોર દીઠો. તે ઉંદર હતો. તે માછીના ઘરમાં છાજલી ઉપર કાળુ માછલી મૂકેલી હતી, તેને તે ઉંદર લેવા ગયો, અને તેને ઝાલવાને પોતાનો

આગલો પગ બે છીપોની વચ્ચે ઘાલ્યો, એટલે છીપો એટલા જોરથી બંધ થઈ ગઇ કે તેનો પગ માંહે ભરાઈ રહ્યો, તેથી તેનાથી ત્યાંથી નીકળાયું જ નહિ. વળી એક ઠેકાણે એવી જ રીતે ત્રણ ઊંદર પકડાઈ ગયા હુતા. માછલીએ પોતાની છીપ કાંઈ ખાવાને ઉઘાડી હુતી, તે વખતે ત્રણ ઊંદરડા તેને ઝાલવા ગયા. એટલે છીપો બંધ થઈને માંહે ઊંદરો ભચરડાઈ મુઆ.

માણુસ જેવા ઘાટના એક જાતના વાંદરા થાય છે, તેની ચતુરાઈ ને વિચારની એક વાત છે. એ વાંદરા જ્યારે રાનમાં ખાવાનાં ફળ પૂરાં થાય છે, ત્યારે સમુદ્ર કાંઠે ખાવાનું શોધવા જાય છે. ત્યાં કાળુ માછલી હોય, તેની છીપોમાં ફસાઇ જવાની ઘણી ધાસ્તી રાખે છે, તેથી પોતાનો હાથ માંહે ઘાલ્યા પહેલાં તેઓ માંહે એક લાકડું કે પથરો ઘાલી મૂકે છે, કે તેથી તે ઉઘાડી રહે, ને પછી માંહે પોતાનો હાથ ઘાલે છે.

# પાઠ ૮૧. ચીના લોકની ભોજન ક્રિયા.—ભાગ ૧.



સાહેબ લોકોને ચમચા તથા કાંટા વતી ખાતા જોઈએ છીએ, ત્યારે આપણને નવાઈ જેવું લાગે છે કે એથી તે કેમ ખવાતું હશે, કે પેટ ભરાતું હશે! પણ ચીના લોકની ખાવાની તરેહ તો એ કરતાં એ બહુ જુદી છે. તે આપણી પેઠે હાથ વતી ખાતા નથી, તેમ અંગ્રેજોની પેઠે ચમચા તથા કાંટા વતી પણ ખાતા નથી, પણ બે લાંબી પાતળી સોટીઓ વડે લઈને ખાય છે. એ સોટીઓ સોઈઆના જેવી અણીદાર હોય છે. તે અંગુઠા તથા આંગળાં વતી ઝાલી તેમાં ભેરવી ભેરવીને ખાય છે. એ કેવું અવઘડ વાળું માલમ પડે છે! રોટલા રોટલી તો શું, પણ ભાત ને શાર જેવી નરમ વસ્તુઓ પણ ચીના લોક એમ ખાય છે.

એક સાહેબ ચીનમાં કોઇને ત્યાં જમવા ગયો હતો; તેને જમતાં કેવી વેલા પડી તે નીચેની વાત વાંચ્યાથી સમજાશે.

"પ્રથમ તો ટેબલપર કેટલાંક વાનાં પિરસ્યાં, પણ તે સ્વાદે સારાં નહોતાં. ઘર ધણી તો મારા સામું એકી નજરે જોયાં કરતો હતો, કેમકે સોટીઓ વતી મને ફાવતું ન હોતું. જે મોં આગળ પિરસેલું પડેલું તે ટગર ટગર જોઉં, પણ કેમ ખાવું તે સૂઝે નહિ. પેલા ઘર ધણીને ખાતો જોઈને અંગુઠો ને તેની જોડેની બે આંગળીઓ વચ્ચે સોટીઓ ઝાલીને ખાવા માંડ્યું, પણ ફાવ્યું નહિ; કેમકે તે વારે વારે ખશી જતી અને તે વતી જે ઝાલેલું તે પડી જતું. અંને ઘર ધણી પોતાની સોટીઓ લઈને મારી પાસે આવ્યો, અને કેમ ખાવું તે મને બતાવવા મંડયો. ભૂખ તો એવી કકડીને લાગી હતી કે જાણે સોટીઓ કોરે મૂકીને ખાવા મંડી જાઉં. અને એમ કરવાનું ધારતો હતો એટલામાં એક જાતના પક્ષીના માળાની ઘેંસ જેવી કરેલી જણસ ભાણામાં આવી, તે જરા ખાધી.

ખાવાનું કામ પૂરૂં થયા કેડે પીવાનું ચાલ્યું. સુંદર રંગેલા ચીની પ્યાલામાં દારૂ રેડયો અને ઘર ધણીએ પોતે બે હાથે એક પ્યાલો ઉઠાવી પોતાનું ડોકું ધુણાવ્યું, અને છેક મોં આગળ આણી હોઠને અડકાડી ગટગટાવી ગયો, અને ખાલી કરી ઊંધું વાળીનેં બતાવ્યું કે ખાલી થયું; તે પ્રમાણે બીજાએ પણ કર્યું. એ થઈ રહ્યા પછી એક ઘણી તરેહવાર રીત કરવામાં આવી."

---

## પાઠ ૮૨. ચીના લોકની ભોજન ક્રિયા.-ભાગ ૨.

"ચાર પ્યાલા ચોરસ ગોઠવી તેની કોર પર બીજા ત્રણ મૂકે છે, અને છેલ્લે ટોચ પર એક આઠમો મૂકી દહેરાં જેવો આકાર કરે છે. એ પ્યાલામાં કંઈ ખાવાની વસ્તુ ભરેલી હોય છે. જમાડનાર ધણી જમવા આવેલા પરોણાને કહે છે કે, આમાંથી લો, તો પણ જયારે કોઈ તેને અડકતું નથી, ત્યારે

એમ જણાય છે કે જમવા આવેલામાંથી કોઈ ભૂખ્યા નથી રહ્યા. એટલું થઈ રહ્યા પછી મેજ પરથી બધું ઉઠાવી લઈ જાય છે, અને તેને ઠેકાણે લોટની અને ખાંડની બનાવેલી વસ્તુઓ પિરસવામાં આવે છે. તેમાં વળી વાંસનું અથાણું હોય છે, તથા કંઈ નરમ પાણી જેવી ચીજો પણ હોય છે.

“ પછી બધાના ભાણામાં ભાત મૂકવા માંડયો ત્યારે તો હું ઘણો જ ગભરાયો; પેલી સોટીઓ સામું જોતો જાઉં, ને વિચાર કરૂં કે હવે કેમ થશે ? આ વતી દાણે દાણો વિણીને ખાઈશ કે શી રીતે કરીશ? એવા વિચારમાં બેઠો છું એટલે પેલા ચીનાને મેં ખાતાં દીઠો. તેણે સોટીઓના બેઉ છેડા એકઠા મેળવી ભાતની રકાબીમાં ખોશ્યા, અને તે મોઢાં આગળ લાવી મોઢું પૂરૂં ફાડીને તેમાં ભાત ઠાલવી દીધો. હું ધારતો હતો કે તે બબ્બે ચચ્ચાર દાણા વિણી વિણીને ખાશે, પણ તેમ ન ખાતાં તે તો પેલી સોટીઓ વડે મોટે મોટે કોળીએ ખાઈ ગયો.

ભાત જમી રહ્યા પછી ટેબલ સાફ કરી તે પર ઘણાં સુંદર ફૂલ આણી મૂકયાં. તેની સાથે કેટલાક મેવા મીઠાઈના ખૂમચા પણ હતા. ચીના લોકમાં એવી રીત છે કે કોઈ મળવા આવે ત્યારે તેને પહેલાં અને પછવાડેથી ચા પાય છે; તે પ્રમાણે ચા પીવાને અમે સૌ બીજા ઓરડામાં ગયા. ચાકરોએ પ્યાલા આણીને આપ્યા તે પર ઢાંકણાં ઢાંકેલાં હતા, અને તેમાં થોડાં પાંદડાં મૂકેલાં હતાં. તે પર ઉનું પાણી રેડીને કાવો કરીને પીધો. ચીના લોક ચામાં ખાંડ કે શાકર કંઈ નાંખતા નથી, મોળી પીએ છે, પણ તેની સુરભ બહુ જ સારી આવે છે. ”

---

# पाठ ८३. पाळीताणा.



સંઘ ટુંક

પાળીતાણાના પર્વતને સિદ્ધાચલ કે શેત્રુંજો કહે છે. એ પર્વત આશરે બાર ચૌદ ગાઉ ઉપરથી વાદળાં જેવો દેખાય છે. જેમ જેમ પાસે જઈએ, તેમ તેમ ઊંચો માલમ પડે છે, અને જ્યારે તે ઉપરનાં દહેરાં વેગળેથી નજર આવે છે, ત્યારે તો ઘણો રળિયામણો દેખાય છે.

પાળીતાણા શ્રાવકોનું મોટું તીર્થ છે તેથી મારવાડ, મુંબઈ, અને ગુજરાતના શ્રાવકોના સંઘ ત્યાં જાત્રાએ જાય છે.

પાળીતાણેથી એ પર્વત તરફ જતાં રસ્તાં ઉપર બંને બાજૂએ લીમડા વગેરેનાં ઝાડ રોપાવેલાં છે, અને રસ્તો પણ મોકળો છે, તે જોઈને મન આનંદ પામે છે, અને પર્વત ઉપર ચડતાં થોડીક પગથી બંધાવેલી છે. વળી આગળ જતાં નાની નાની

દેરીઓ તથા વિસામા આવે છે. લાંબી નજર કરીએ તો આસપાસના ગામ અને વગડો જોતાં ઘણી ખુશી ઉપજે છે. ઠેઠ ઉપર જઈએ ત્યારે ઘણાં જ જોવા લાયક મોટાં મોટાં દહેરાં નજરે પડે છે, તે નામીચા ધનવાન શ્રાવકોએ બનાવેલાં છે. કેટલાંક દહેરાં ઘણાં જૂનાં છે; ને તેમાં શિલા લેખ પણ ઠેકાણે ઠેકાણે છે.

આદીશ્વરનું દહેરૂં જૂનું થયાથી ફરી ફરીને ત્રણ વાર બંધાવ્યામાં આવ્યું છે. તે બંધાવનારાઓનાં નામ તથા વરસ શિલા લેખમાં લખેલાં છે. ત્યાં સૂરજ કુંડ નામે પાણીનો કુંડ છે, તે પર એક રાયણનું ઝાડ છે તે ઘણું જૂનું છે;' એવું જૂના ગ્રંથો ઉપરથી માલમ પડે છે.

એ પર્વત પાળીતાણાના રાજાના તાબામાં છે. ત્યાં જાત્રા આવનાર પાસેથી કંઈ કર લેવાનો ઠરાવ હતો તેને પેટે અમદાવાદના નગર શેઠે દર સાલ કેટલાક હજાર રૂપિઆ ઉચકો આપવાના કરીને તે કર માફ કરાવ્યો હતો. એ સઘળા દેવના પૂજારા પાળીતાણાના વાણિયા તથા માળી લોકો છે. જ્યારે ત્યાં સંઘ ભરાય છે, ત્યારે ઘણું જ જોવા લાયક થઈ રહે છે. એ પર્વત ઉપર જે દેવલ ચણાવ્યું હોય, તેને "ટુંક" એટલે શિખર કહે છે. આમાં મુંબઈના શેઠ મોતીશાની ટુંક, તથા અમદાવાદના નગર શેઠ હિમાભાઈની બંધાવેલી ટુંક, વખણાય છે. એ પર્વત ઉપર ઝાઝી વનસ્પતિ જોવામાં આવતી નથી. જાત્રાળુ લોકો એ પર્વત ઉપર રાત વાસો રહેતા નથી. તેમને ઉતરવા સારૂ પાળીતાણામાં ધર્મશાળાઓ છે, તથા એ ગામમાં ઠાકોરની તરફથી પણ બે સદાવ્રત છે. જાત્રાઓમાં ઘણા લોક ભેગા થાય છે, તેથી ઘણીક વાર ત્યાં મરકી પેદા થાય છે અને ત્યાંથી તે બીજાં શહેરોમાં પથરાય છે.

## पाठ ८४. आफ्रिका.—भाग १.

યૂરોપ ખંડની દક્ષિણે આફ્રિકા ખંડ છે. એ બેની વચ્ચે મોટો દરિયો છે, તેને ભૂમધ્ય સમુદ્ર કહે છે. તેમ જ એશિઆની અને એની વચ્ચે રાતો સમુદ્ર છે. પહેલાં આફ્રિકા જોડે એશિઆ સુવેજની સંયોગીભૂમિથી જોડાયલો હતો. હમણા એ સંયોગીભૂમિને ખોદીને નહેર કરી છે તેથી રાતો સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્ર જોડાઈ ગયા છે.

એ ખંડના ઘણા ભાગમાં સૂરજનાં કિરણ માથે ઉભાં પડે છે, તેથી તાપ ઘણો જ લાગે છે. એમાં રેતાળ એટલે દડની જમીન ઘણી છે. એ જમીનના એક મોટા ભાગનું નામ સહરા એટલે રેતીનું મોટું રણ એવું પડેલું છે. તેમાં રેતી પુષ્કળ તથા ઝીણી છે, માટે તે વાયરાથી ઉડીને જ્યાં મેદાન હોય ત્યાં ટેકરા થાય છે, અને ટેકરા હોય ત્યાં મેદાન થઈ જાય છે. વળી રેતાળ જગો એટલે પાણી મળવું પણ કઠણ પડે છે, તેમ કંઈ ઝાડ પાલો પણ જવલ્લે જ હોય છે; તો પણ કોઈ કોઇ ઠેકાણે ઝાડ પાન વાળી જગા આવે છે, તેને 'વાદી' કહે છે. ત્યાં પાણી મળે છે, તેથી ત્યાં થોડી વસ્તી પણ હોય છે. એવાં ઠેકાણાંને રણના બેટ કહીએ તો પણ ચાલે, કેમકે જેમ દરિયામાં બધે પાણી જ પાણી હોય છે અને વચમાં બેટ હોય ને તે પર ઝાડ પાલો તથા માણસની વસ્તી હોય છે, તેમ રેતીના મેદાનમાં બધે રેતી જ રેતી, અને વચમાં એવી ઝાડ પાન વાળી જગા હોય છે. એ સહરાનું રણ આફ્રિકાના ઘણું કરીને મધ્ય ભાગમાં છે. એને ફરતા દરિયા કિનારે બીજા સારા સારા મૂલક આવેલા છે.

# पाठ ८५. आफ्रिका.—भाग २.



સીધી.

સહુરાની પૂર્વે મિસર નામે દેશ છે. એ દેશ અસલ ઘણો નામીચો હતો. પણ ઘણી જાણવા જેવી વાત એની નીલ નામે નદી વિષે છે. મિસર દેશમાં વરસાદ નથી વરસતો, પણ તેની ગરજ એ નદી સારે છે. એમાં દર સાલ પૂર આવે છે તેથી બધો મિસર દેશ ઢંકાઈ જઈ બધે જળ જળ થઈ રહે છે, અને તે ઉપર બેટની પેઠે ગામડાં જણાય છે. તે પાણી જ્યારે ઉતરી જાય છે, ત્યારે તણાઈ આવેલો કાંપ, એટલે કચરો, માટી વિગેરે જમીન પર ઠરીને તેને બહુ રસાળ કરે છે, તેથી

વરસમાં બે ત્રણ પાક ઉતરે છે. મોટા મોટા ઊંડા ખાડા ખોદી રાખેલા હોય છે, તેમાં રેલનું પાણી ભરાઈ રહે છે, તે ખેતી વગેરેના કામમાં આવે છે.

એ મેદાનની ઉત્તર તરફ મુલક આવેલો છે તેમાં મૂર લોક રહે છે. તે મુસલમાની ધર્મ પાળે છે, અને શરીરે તથા ચામડીના રંગમાં યૂરોપ ખંડની દક્ષિણ તરફના લોકના જેવા છે, પણ જરા વધારે શામળા છે.



ફિલ્લાહીન.

એ મેદાનની દક્ષિણે જે લોક વસે છે તે કાળા, તેના વાળ ટૂંકા, કાળા અને ગૂંછળીઆળા, તેમની આંખો કાળી, નાક ચપટાં અને હોઠ જાડા હોય છે. એમને સીધી કહે છે. એ દેખીતા ઘણા કદરૂપા છે; એમને ભણાવી ગણાવીને ખબરદાર કર્યા હોય તો માયાળુ અને સારા સ્વભાવના નિમક હલાલ થાય છે; અને જે કસબ કે ધંધો શીખવીએ તેમાં હોશીઆર થાય છે.

આફ્રિકા ખંડનો દક્ષિણ ભાગ ખૂબ લાંબો વધીને દરિયામાં ગયલો છે. તે છેડા પરનો થોડોક પ્રાંત અંગ્રેજ સરકારને તાબે છે, તેને કેપ કોલોની એટલે કેપ આવ્ ગુડ હોપનું સંસ્થાન કહે છે. ત્યાં હવા ઘણી ટાઢી રહે છે અને તાપ બહુ પડતો નથી.

એ ખંડમાં ઘણી જાતનાં જનાવર છે; કેટલાંક હિંસક છે અને કેટલાંક હિંસક નથી. ત્યાં હાથીની પેદાશ ઘણી છે. હાથીનાં ઝોળે ઝોળાં ફરતાં ફરે છે; સિંહ પણ ઘણા છે. વળી એ ખંડના કેટલાક ભાગના લોક ઘણા જંગલી ને ખૂની છે, સહજ વાતે એક બીજાની જોડે લડી મરે છે.

---

## પાઠ ૮૯. વસ્તુપાળ અને તેજપાળ.

આપણે આગળ જોયું કે પાટણની ગાદી પર રાજા સિદ્ધરાજ રાજ્ય કરતો હતો, ત્યારે તેણે પોતાની સત્તા ઘણી વધારી હતી. તેની પછી તેના જેવા બળવાન રાજા થયા, ત્યાં સુધી તેમની સત્તા કાયમ રહી. પાછળથી બીજા ભીમદેવ રાજાના વખતમાં રાજાની નબળાઈને લીધે તાબાના સરદારો અને માંડળિક રાજાઓ સ્વતંત્ર થવા લાગ્યા. ધોળકાનો રાજા વીરધવળ તેમાંનો એક હતો.

સોલંકી રાજાઓના એક ધવલક નામના ભાયાતને વાઘેલ ગામનો ગરાસ મળ્યો હતો, તેથી તેના વંશજો વાઘેલા કહેવાય છે. ધવલક સિદ્ધરાજની પછી થનાર રાજા કુમારપાળનો માસો થતો હતો. તેણે પાછળથી પોતાને રહેવાનું ઠેકાણું ધોળકામાં કર્યું હતું. ધવલકના દીકરાનો દીકરો લવણ પ્રસાદ હતો, તે પાટણમાં ભીમદેવ રાજાની તહેનાતમાં રહેતો હતો, છતાં તે પોતાના ધોળકાના રાજ્યની સત્તા વધારતો હતો. તેના દીકરા વીરધવળે પણ બાપની પેઠે પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો.

વીરધવળના મુખ્ય કારભારીઓ વસ્તુપાળ અને તેજપાળ નામના બે ભાઈઓ હુતા. તેઓ જૈન ધર્મના પોરવાડ વાણીઆ હુતા. તેમના પૂર્વજો ઘણી પેઢીથી અણુહિલવાડમાં વસતા હુતા. ચંગપ્રસાદ નામે સિદ્ધરાજનો ખજાનચી હુતો, તેને અશ્વરાજ નામે પુત્ર થયો. એ અશ્વરાજને કુમારી દેવી નામે સ્ત્રી હુતી. તેનાથી તેને વસ્તુપાળ અને તેજપાળ પુત્ર થયા. વસ્તુપાળ ઘણો વિદ્વાન ને બુદ્ધિમાન હુતો, અને તેજપાળ ઘણો શૂરો અને યુદ્ધના કામમાં પ્રવીણ હુતો. તેઓ ધોળકે આવ્યા ત્યારે વીરધવળના એક પુરોહિતે તેમનો રાજા સાથે મેળાપ કરાવ્યો. રાજાએ તેમના ગુણથી પ્રસન્ન થઈ તેમને પોતાના પ્રધાન બનાવ્યા.

પ્રધાનવટુ મળ્યા પછી બે ભાઈઓએ વીરધવળને રાજ્ય વધારવામાં ઘણી મદદ કરી. એમ કહેવાય છે કે, દિલ્હીના સુલતાને ગુજરાત લેવાને એક વખત સેના મોકલી, તેને વસ્તુપાળે હુરાવી પાછી વાળી હુતી. ત્યાર પછી એક વખત તે સુલતાનની મા જાત્રા કરવા સારૂ ખંભાતને રસ્તે વહુાણમાં બેસીને મક્કે જતી હુતી. ખંભાત નજીક ચાંચિયા લોકોએ તેનું વહુાણ લૂટયું. જ્યારે ફરિયાદ થઇ ત્યારે વસ્તુપાળે લૂંટનો માલ પાછો આપીને સુલતાનની માની ઘણી બરદાશ કરી. એ વાત બાદશાહુના જાણવામાં આવી, તેથી તેણે પ્રસન્ન થઈ વસ્તુપાળને કંઈ માગવાનું કહ્યું. વસ્તુપાળે એટલુંજ માગ્યું, કે બાદશાહે ગુજરાતના રાજ્યને પીડા કરવી નહિ. બાદશાહે તે વાત કબૂલ કરી. આ પ્રમાણે બુદ્ધિમાન મંત્રિના ડહાપણુથી વીરધવળ દિલ્હીના સુલતાનના ભયથી મુક્ત થયો. તેજપાળે પણ વીરધવળ તરફથી ઘણી લડાઈઓ લડી પોતાનું પરાક્રમ બતાવ્યું. તેણે ગુજરાત તથા કાઠિયાવાડના ઘણાક ઠાકોરોને, ગોધરાના માંડળિક રાજા ધુંધુલને અને ખંભા-

તના રાજાને હરાવીને તેમના મુલક ધોળકાના રાજ્યમાં ભેળી દીધા. એ બે ભાઇઓ આઠ વર્ષ કારભાર ઉપર રહ્યા.

વસ્તુપાળ અને તેજપાળ ગુજરાતમાં ઘણે ઠેકાણે મંત્રિ કરતાં પણ જૈન દેવળો બંધાવનાર તરીકે વધારે પ્રખ્યાત થયા છે. એવું કહેવાય છે કે, એક વખત તેઓ શેત્રુંજાની જાત્રાએ જતા હતા. તેમની પાસે ઘણું ધન હતું, અને રસ્તામાં ભો માલમ પડયો, તેથી તેમણે તે ધુંધુકાથી થોડે દૂર આવેલા હડાળા ગામની પાસે ભોંયમાં દાટવાનો વિચાર કર્યો. ભોંયમાં ખોદતાં તેમને બીજી નવી દોલત મળી આવી. આ બધી દોલતનું હવે શું કરવું તેની તેમને ગમ પડી નહિ. તેજપાળની સ્ત્રી અનુપમા બહુ ડાહી હતી, અને તેની સલાહ ભાઈઓ માનતા. તેણે સલાહ આપી કે, એ બધી દોલત પર્વતની ટોંચે ખરચવી. તેથી તે બધાના જોવામાં આવશે, છતાં કોઈથી લઈ જવાશે નહિ. આ સલાહ તેમની મા તથા વસ્તુપાળની સ્ત્રી લલિતા દેવીએ પણ પસંદ કરી. એ ઉપરથી વસ્તુપાળ અને તેજપાળે આબુ, ગિરનાર અને શેત્રુંજયના ડુંગરો ઉપર સુંદર જૈન દેવળો બંધાવ્યાં, અને તેમાં નેમિનાથની મૂર્તિ પધરાવી. આબુનાં દેવળ સૌથી ઊંચી કારીગરીનાં છે. તેમના ઉપર ૧૨ કરોડ ને ૫૦ લાખ રૂપિયાનો ખરચ કરેલો કહેવાય છે. શેત્રુંજયના ડુંગર ઉપર તેમણે ૧૮ કરોડ ૯૬ લાખ, અને ગિરનાર ઉપર ૧૨ કરોડ ૮૦ લાખ દ્રવ્ય ખરચ્યું હતું. એ ઉપરાંત તેમણે કેટલાંક તળાવો, વાવો અને કિલ્લાઓ બંધાવ્યા હતા. વળી તેઓ મોટા સંઘ કાઢી વારંવાર જાત્રાએ જતા હતા. તેઓ બ્રાહ્મણોને અને બીજા લોકોને પણ આશ્રય આપતા હતા. વસ્તુપાળ સને ૧૨૪૨ માં મરણ પામ્યો, અને ત્યાર પછી દશ વર્ષે તેજપાળનો કાળ થયો.

## पाठ ८७. पितानी सेवा.—भाग १.

छडो हुं हतो छोकरो छेक छोटो,
पिता पाळी पोषी मने कीध[1] मोटो;
रुडी रीतथी राखता राजी राजी,
भला केम आभार भूलुं पिताजी. १

चढी छातीए जे घडी मूछ ताणी,
कदी अंतरे रीस आपे न आणी;
कहुं में मुख ते कयुं हा जी हा जी,
भला केम आभार भूलुं पिताजी. २

मने सारी शिक्षा शीखावी सुधार्यो,
वळी आपी विद्या विवेके वधार्यो;
भली वातना भेद सीधा दीधा जी,
भला केम आभार भूलुं पिताजी. ३

कदी कोटी कोटी सही कष्ट काया,
मने छातीमां लै कीधी छत्र छाया;
अति प्राणथी प्यार जे आणता जी,
भला केम आभार भूलुं पिताजी. ४

मने देखी अत्यंत आनंद लेता,
मुखे मागी वस्तु मने लावी देता;

---

१ कीधो.

पुरो पाड ते तो भुले पुत्र पाजी,
भला केम आभार भूलुं पिताजी. ५

वडा वांकमां आवुं तो रांक जाणी,
दीधो दंड देतां दया दिल आणी;
तजी स्नेह देहे न दीधी पीडाजी;
भला केम आभार भूलुं पिताजी. ६

## पाठ ८८. पितानी सेवा.—भाग २.

लाव सजवुं निरखवुं जगन्नाथ हयाती सेवना

भणावी गणावी कीधो भाग्यशाळी,
तथा तुच्छ जेवी बुरी टेव टाळी;
जनो मध्य जेथी रही कीर्ति गाजी,
भला केम आभार भूलुं पिताजी. ७

लीधो लाव ने लैश जे लाव सारो,
गणूं गुण हुं तात ते तो तमारो;
सदा सुख सारु उपायो सज्या जी,
भला केम आभार भूलुं पिताजी. ८

मने निर्खता नेत्रमां नीर लावी,
लई दाबता छाती साथे लगावी;
मुखे बोलता बोल मीठा मीठा जी,
भला केम आभार भूलुं पिताजी. ९

हतो बाळ हुं आज सुधी अजाण्यो,
उरे आपनो गुण एके न आण्यो;
हवे हुं थयो जाणीतो आज आ जी,
भला केम आभार भूलुं पिताजी. १०
जगन्नाथजी जीवतो राखशे जो,
हयाती तमारी अमारी हशे जो;
करूं सेवना स्नेह साचे सदा जी,
भला केम आभार भूलुं पिताजी. ११
भणे भावथी जो गणे छंद सारा,
पितु भक्ति पामी न थाशे नठारा;
रुडुं ज्ञान लै लागशे शुभ कामे,
रच्या छे रुडा छंद दलपत्तरामे. १२

---

## पाठ ८९. महमूद बेगडो.—भाग १.

ઈ. સ. ૧૪૧૧-૧૨ માં અહમદ બાદશાહે અમદાવાદ શહેર વસાવ્યું ત્યાર પછી ત્યાં જે પાદશાહો થઈ ગયા તેમાં મહમૂદ બેગડો ઘણો જબરો ને લોક પ્રિય હતો. પાવાગઢ અને જૂનાગઢના નહિ જીતાય એવા બે હિંદુ રાજાના ગઢ તેણે લીધા તેથી તેનું નામ બેગડો પડ્યું છે, એમ કહેવાય છે. ઈ. સ. ૧૪૫૯ માં તે અમદાવાદની ગાદી પર બેઠો તે વેળા તેની ઉમ્મર માત્ર ચૌદ વરસની હતી. તે ગાદી પર આવ્યો ત્યાર પછી તરત અમદાવાદના કેટલાંક ઉમરાવોએ તેના એક નિમકહલાલ વજીરની સામે બંડ ઉઠાવી જુવાન પાદશાહના મહેલને ઘેરી લીધો. મહમૂદ બહાદૂરીથી તેમની સામે લડવાને

દરવાજા ઉઘડાવી બહાર નીકળી પડયો, અને તેના રાજભક્ત ઉમરાવો થોડી વારે આવી પહોંચ્યા, તેથી આખું બંડ બેસી ગયું. શરૂઆતમાં આવી હિંમત અને ચતુરાઈ બતાવી તેથી તેનો દાબ સારો બેઠો. ત્યાર પછી ત્રણ વરસે તે ફોજ લેઈને ખાનદેશની ઉત્તરમાં ગયો અને દક્ષિણના બ્રાહ્મણી શાહુને માળવાના સુલતાનથી ઉગાર્યો. તે પછી થોડાં વરસમાં તેણે આસપાસના હિંદુ રાજાઓને જીતી લેવાનો ઉદ્યમ શરૂ કર્યો. જૂનાગઢના હિંદુ રાજા રાવ મંડળિકની સામે તેણે ત્રણ સ્વારીઓ કરી. ઈ. સ. ૧૪૭૩ ની છેલ્લી સ્વારીમાં રાવને કેદ પકડી મુસલમાન બનાવ્યો અને અમદાવાદ આણ્યો, તથા તેનું રાજ્ય પોતાના રાજ્યમાં ભેળી દીધું. વળી તેણે ગિરનારની થડમાં મુસ્તફાબાદ નામે શહેર બંધાવી તેમાં મુસલમાન લોકોને વસાવ્યા. ત્યાર પછી કચ્છના લોકે ગુજરાત પર હલ્લા કર્યા છે એવું સાંભળવામાં આવ્યું, તે ઉપરથી તેણે તે લોકોના ઉપર ચઢાઈ કરી તેમને તાબે કર્યા. ત્યાંથી આગળ વધી તે સિંધમાં છેક સિંધુ નદી સુધી ગયો, અને ત્યાંના જટ તથા બલૂચી લોકોને જીતી પાછો ફર્યો. તેણે સિરોહી અને ઈડરના રાજાઓને હરાવી ખંડણી લીધી.

ઈ. સ. ૧૪૮૩ માં મહમૂદે પાવાગઢના પતાઈ રાવળની સામે ચઢાઈ કરી, અને ચાંપાનેરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. એ કિલ્લો વનરાજના સાથી ચાંપાએ બંધાવ્યો હતો. તેથી તેનું નામ ચાંપાનેર પડેલું છે. તેની આસપાસ સદા પવનના સપાટા લાગ્યા કરે છે તેથી તેને પવન ગઢ કે પાવાગઢ પણ કહે છે. ડુંગરની છેક ઉપરની ટોચે કાળકા માતાનું દેવળ છે. મહમૂદે દોઢ વરસ સુધી ઘેરો રાખીને એ કિલ્લો લીધો, અને પતાઈ રાવળ તથા તેના સાથી બહાદૂરીથી લડવા છતાં ઘાયલ થઈ શાહુના હાથમાં પડ્યા. પતાઈ રાવળના મોટા દીકરાના બે દીકરાઓ પડોશના જંગલોમાં ભરાઈને લૂંટવા

તથા નવું રાજ્ય પેદા કરવા લાગ્યા, અને તેમના વંશજો હાલમાં રેવાકાંઠાના છોટા ઉદેપુર તથા દેવગઢ બારીઆમાં રાજ્ય કરે છે. મહમૂદે જમીન ઉપર તેમ જ દરિયા ઉપર પણ જીત મેળવી હતી. તેણે જગત ભૂશિર અને બેટના ચાંચિયા સરદારોને, વલસાડના ચાંચિયાઓને તથા ફિરંગી લોકોને દરિયાઈ લડાઈમાં હરાવ્યા. મહમૂદની આ બધી જીતોથી તેનો પ્રતાપ ચો તરફ ફેલાયો હતો. દિલ્હીના બાદશાહે પણ તેને નજરાણાં મોકલીને ગુજરાતનો સ્વતંત્ર બાદશાહ ગણ્યો હતો.

## પાઠ ૯૦. મહમૂદ બેગડો.—ભાગ ૨.

મહમૂદશાહ જેવો પરાક્રમી હતો તેવો નકશીદાર મકાનો તથા બીજાં બાંધકામોનો શોખીન હતો. ગિરનાર પાસે તેણે મુસ્તફાબાદ નગર વસાવ્યાની વાત ઉપર આવી ગઈ છે. ચાંપાનેર લીધા પછી તેની થડમાં તેણે પોતાના નામ ઉપરથી મહેમદાવાદ નામે નગર બાંધ્યું. ત્યાંની જુમા મસીદ વગેરે મકાનો હજી પણ હયાત છે.

એક વાર બાદશાહ શિકારે ગયો હતો તેવામાં વાત્રક નદીને કાંઠે એક રમણિય જગા તેના જોવામાં આવી. અહીં તેણે એક શહેર વસાવી તેનું પણ મહેમદાવાદ નામ આપ્યું. ત્યાં તેણે મ્હોટા મહેલો બંધાવ્યા હતા, તેનાં ખંડેરો હજી જોવામાં આવે છે. મહેમદાવાદની પાસે ભમરિયો કૂવો છે, તે પણ એ બાદશાહના વખતમાં બંધાયો હતો.

અમદાવાદ વસાવનાર અહમદશાહ બાદશાહના મિત્ર અને સલાહકાર શેખ અહમદખટ્ટુ ગંજબક્ષ અમદાવાદ બંધાયા પછી સરખેજ ગામમાં રહેતા હતા. ત્યાં સને ૧૪૪૫ માં

તેમનો કાળ થયા પછી તે વખતના બાદશાહે તેમની કબર અને રોજો બંધાવ્યાં હતાં, તે ઘણાં પ્રસિદ્ધ અને જોવા લાયક છે. મહમૂદ બેગડો આરામ તથા ઈશ્વર ભક્તિ નિમિત્ત ત્યાં વારંવાર જતો. પછી ત્યાં તેણે એક મ્હોટું પત્થરનાં પગથીઆંવાળું તળાવ બંધાવ્યું; અને તે તળાવને કિનારે પોતાને તથા બેગમોને માટે મહેલો બંધાવ્યા. એ મહેલોનાં ખંડેરો હજી દીઠામાં આવે છે. વળી ત્યાં તેણે પોતાને માટે એક રોજો બંધાવ્યો; તેમાં પાછળથી તેને, તેના દીકરા મુજફ્ફર બીજાને; અને તેની બેગમ રાજ બાઇને દાટવામાં આવ્યાં છે. એ કબરો ઘણી જોવા લાયક છે. વળી મહમૂદે કેટલીક મસીદો, પાઠશાળાઓ, મુસાફરખાનાં વગેરે મકાનો બંધાવ્યાં હતાં. મહમૂદ બેગડાનું જોઈને તેના કેટલાક અમીરો વગેરેએ પણ સારાં બાંધકામોમાં પૈસા ખરચ્યા હતા. અમદાવાદની પાસે મહમૂદ બેગડાના ગુરૂ શાહ આલમ રહેતા હતા, તેમનો રોજો બાદશાહના તાજખાન નામે એક ઉમરાવે બંધાવ્યો હતો. વળી મહમૂદશાહના ઘરની એક હરી નામે બાઈએ અમદાવાદની પાસે એક પરૂં વસાવ્યું, તેને હરી પરૂં કહે છે. અને ત્યાં તેણે ઈ. સ. ૧૫૦૦ માં એક સુંદર વાવ બંધાવી, તે દાદા હરીની વાવને નામે ઓળખાય છે. તે જ વરસમાં અડાળજ ગામમાં કલોલના ઠાકોર વીરસિંહ વાઘેલાની સ્રીએ એક મ્હોટી વાવ બંધાવી તે જોવા લાયક છે. અમદાવાદ શહેરની ઉત્તરમાં દરીઆખાંનો બહુ મ્હોટો ઘુમટ દીઠામાં આવે છે. તે ઈ. સ. ૧૪૫૩ માં મહમૂદ બેગડાના એક વજીર દરીઆખાંએ પોતાના જીવતાં બાંધ્યો હતો, એમાં પાછળથી તેને દાટવામાં આવ્યો હતો. મહમૂદ બાદશાહને ઝાડોનો ઘણો શોખ હતો તેથી તે પોતાના મુલકમાં ઠામ ઠામ ઝાડો ઉછેરાવતો. એની સંભાળ અને ખંતને લીધે અમદાવાદની અંદર અને તેની પડોશમાં આંબાનાં અને બીજાં

ફળનાં ઝાડો પુષ્કળ થયાં હતાં. શહેરની બહાર જે ઠેકાણે આંબા રોપાવી એણે ઘટા બનાવી હતી તે જગા આજે પણ બાગ ફરદોશ કે અમરાઈને નામે ઓળખાય છે.

મહમૂદને દબદબો ઘણો વહાલો હતો. દર રોજ સવારમાં બાદશાહ ઊઠે તે વખત તેને માન આપવાને મહેલની સામા પચાસ હાથી હાજર થતા; અને સલામ કરી પાછા હાથી-ખાને જતા. બપોરે જમતી વખતે પણ એજ પ્રમાણે સલામી થતી. તે ખાવા બેસતો ત્યારે ઓછામાં ઓછા પચાસ જાતનાં વાજીત્ર એક પછી એક વાગતાં. એ બાદશાહના આશ્રયને લીધે અમદાવાદમાં કસબી કારીગર અને સુંદર નકશી પાડ-નારા આવી વસ્યા હતા.

મહમૂદ બાદશાહ ઇ. સ. ૧૫૧૧ માં બાવન વરસ રાજ્ય કરી મરણ પામ્યો. તેની લાસને ઉપર કહ્યા મુજબ સરખે-જના રોજામાં દાટવામાં આવી છે.

હિંદુઓમાં સિદ્ધરાજ જેવો લોક પ્રિય રાજા થઈ ગયો તેવો જ મુસલમાનોમાં મહમૂદ પાદશાહ થયો છે. તેનો ઠાઠ, તેના અંગનું બળ, તેનો ન્યાય, તેનો પરોપકાર, અને તેનું મુસલમાન ધર્મ પ્રમાણે બરાબર ચાલવું, એ સઘળાંનાં સરખાં જ વખાણ થાય છે.

# पाठ ११. अमेरिका.



એસકીમોનું કુટુંબ.

## ગોળાર્દ્ધ વહાણવટી સમઘાત.

તમને આગળ એશિઆ, યૂરોપ, ને આફ્રિકા, એ ત્રણ ખંડની વાત કહી. એ ત્રણ ખંડ જે કુંડાળા જેવા નકશામાં કાઢેલા હોય છે, તેને પૂર્વ ગોળાર્દ્ધ કે જૂની દુનિયા કહે છે, કેમકે એ અસલથી જણાયલી છે. અમેરિકા નામે જે ચોથો ખંડ છે, તે ચારસે વરસ ઉપર જૂની દુનીયાના લોકના જાણ્યામાં આવ્યો, માટે એને નવી દુનિયા કહે છે. એ ખંડ યૂરોપ ને આફ્રિકાની પશ્ચિમે છે માટે એ જે ગોળાર્દ્ધમાં છે, તેને પશ્ચિમ ગોળાર્દ્ધ કહે છે.

અમેરિકા ખંડ ઉત્તર દક્ષિણ લાંબો ઘણો છે, પણ વચમાંથી સાંકડો થતો ગયો છે. એક ઠેકાણે જરા વળગીને રહેલો છે, ને ત્યાંથી અમેરિકાના બે કડકા ગણાય છે. ઉત્તર તરફના કડકાનું ઉત્તર અમેરિકા, ને દક્ષિણ તરફના કડકાનું દક્ષિણ અમેરિકા નામ પાડ્યું છે. અમેરિકા ખંડની ખબર પડી તેની

વાત એમ છે જે કોઈ કોલમ્બસ કરીને ખબરદાર વહાણવટી હતો, તેના વિચારમાં આવ્યું જે પશ્ચિમ તરફ બહુ મોટો સમુદ્ર છે. અને તેમાં આગળ જતાં જમીન હશે ખરી, તેથી છાતી ચલાવીને ગયો, તો એ ખંડ ખરેખાત માલમ પડયો. એમાં પહાડ, નદીઓ, અને તળાવ ઘણાં છે. પશુ, પક્ષી, અનાજ, ઝાડ, ને મેવો પણ ઘણો થાય છે. સોનું રૂપું કેટલેક ઠેકાણે ઢગલે ઢગલા નીકળે છે. એ વાતો જ્યારે સાંભળી, ત્યારે યૂરોપ ખંડના દેશ દેશના લોક ત્યાં જઈને વસ્યા.

એ ખંડ એશિઆથી જરા નાનો છે, પણ ઝાઝો ફેર નથી, તો એ એમાં વસ્તી જોઈએ તો ઘણી જ થોડી છે.

એ ખંડમાં જૂની દુનિયામાંના ત્રણે ખંડની બધી તરેહ છે. ઉત્તર અમેરિકાના ઉત્તર ભાગમાં ને દક્ષિણ અમેરિકાના દક્ષિણ ભાગમાં સૈબિરિઆના જેવી ટાઢ છે. એ ઉત્તર ભાગમાં વસનારા લોકનું ચિત્ર આ પાઠને મથાળે પાડેલું છે. મધ્ય ભાગમાં જોઇએ, તો આફ્રિકાના મધ્ય ભાગના જેવી ઘણી ગરમી પડે છે. બાકીના વચલા ભાગ રહ્યા તે સમધાત છે, તેમાં ઘણી ગરમી એ નથી તેમ ઘણી ટાઢ પણ નથી. એવો એ દેશ છે, માટે સર્વે મુલકની વસ્તુ ત્યાં નીપજે છે. આપણા દેશમાં જેમ શેરડી, નાળિએર, વગેરે થાય છે, તેમ ત્યાં પણ કેટલાએક પ્રાંતમાં થાય છે. ઉત્તર અમેરિકાના કેટલાક પ્રાંતમાં કપાસની નીપજ ઘણી છે.

---

## पाठ ९२. खोटा वहेम.—भाग १

ઘણા અજ્ઞાની લોકમાં કંઈ કંઈ જાતના વહેમ ચાલે છે. નાનું મોટું કોઈ માંદું પડે, અથવા કંઈ જણસ બગડે, તો અણસમજુ લોક તરત એમ ધારે છે કે આ તો ભૂત કે ઝોડ ઝપટથી, અથવા નજર લાગી તેથી થયું. ઘણા પ્રકારના એવા વહેમ લોકોમાં હોય છે, એ મટાડવાને સારૂ સમજુને લાયક છે કે મહેનત કરવી.

નજર લાગવા વિષે પ્રથમ આપણે વાત કરીએ. કોઈ માંદું પડે, અને તેમાં વિશેષે કરીને જો છોકરૂં માંદું પડે, તો તરત બૈરાં કહેશે કે એને તો કોઈની નજર લાગી. કોઈ બાયડી કહેશે કે મારા છોકરાએ નાતમાં જરા બે કોળીઆ મોંમાં ઘાલ્યા, તે પેલી સામે બેઠી હુતી તેણે દીઠા, તેથી તેની નજર લાગી. એવા વહેમ આણીને તરત રાઇ મીઠું ચપટી ચપટી લઈ એકઠાં કરી છોકરાને માથે સાત વાર ઉતારી દેવતામાં નાંખે છે. તે બળે છે ત્યારે તેમાંથી વાસ નીકળે છે, તે જોઇને કહે કે, હાય મા, કેવી કરડી નજર બેઠી છે! એ ગંધાય છે કેવું! પણ વિચાર કરતી નથી કે રાઈ મીઠું જ્યારે દેવાતામાં પડે છે ત્યારે એવી જ ગંધ આવે છે.

જ્યારે વધારે મંદવાડ આવે, ત્યારે પણ નજર બાંધે છે. કાંસાના વાડકામાં ધગધગતા અંગારા ભરીને પછી તેમાં પેલા માંદાને માથે ઉતારેલું રાઇ મીઠું નાંખે છે, ને ખૂબ ધૂમાડો નીકળવા દે છે. તે છેક બળી જાય ત્યાં સુધી રહેવા દઈ, તે વાડકો કાંસાની થાળીમાં ઊંધો પાડે છે, અને તે ઉપર છાણ પાણી એકઠું કરીને રેડે છે એટલે વાડકો થાળી જોડે ચોંટી જાય છે ને ઊઘડતો નથી. એવું થાય એટલે બૈરાં કહેશે કે, હાય હાય, બાપ જોયું કેવી નજર બેઠી! આવું કરે છે, તેથી મંદવાડ કંઈ સારો થતો નથી; તે તો ઓસડ વેસડ કરે છે, ત્યારે જ સારો થાય છે, માટે એ ખોટો વહેમ છે. એ વાડકો ચોંટી જાય છે તેનું ખરૂં કારણ તે સમજતાં નથી. વાડકાની માંહેનો વા તાપથી પાતળો થઈ નીકળી જાય છે, અને રાઈ મીઠાના ધૂમાડાથી વાડકો ભરાઈ જાય છે, તેથી જ્યારે તેને ઊંધો પાડી તે પર પાણી રેડીને ટાઢો પાડે છે, ત્યારે તે વાડકામાં પવન હોતો નથી, માટે બહારના પવનના ભારથી તે દબાઈ રહે છે.

## પાઠ ૧૩. ખોટા વહેમ.—ભાગ ૨.

### પ્રયોગ મંછા શંકા.

જે માંદું ન હોય તેને માથે રાઈ મીઠું ઉતારી, અથવા કોઇને માથે ઉતાર્યા વગર વાડકામાં બાળી, ગયા પાઠમાં કહ્યું તેમ થાળીમાં ઊંધો પાડી છાણ પાણી રેડીએ તો તે પણ ચોંટે.* ઘણાં બૈરાં કુલ્લીનો પણ એવો પ્રયોગ કરે છે. કુલ્લીને દેવતામાં લાલ ચોળ તપાવી પાણીના વાસણમાં ઊંધી વાળે છે, એટલે તેમાં છમ છમ થાય છે, ત્યારે કહેશે કે, આ કેવી ચીસ પાડે છે. હાય હાય રે મા, કેવી નજર લાગી છે! પણ સમજતાં નથી કે હરેક જણસ લાલ તપાવીને પાણીમાં બોળે તો છમ છમ થાય. જ્યારે સોની સોના કે રૂપાની લગડી તપાવીને પાણીની કુંડીમાં બોળે છે, ત્યારે કેવો અવાજ થાય છે! જરા વિચાર કરે તો એ વહેમ ઝટ દઈને જાય.

વળી કાંઈ જણસ, જેવી કે દૂધપાક, અથાણું, પાપડ, સેવ, વગેરે બગડી જાય છે, ત્યારે કહેશે કે ફલાણીની નજર બેઠી અથવા પડછાયો કે ઓળો પડયો, તેથી બગડી, પણ તેનાં ખરાં કારણની તપાસ કરતાં નથી. જો કરે તો માલમ પડે કે તે કરવામાં કંઈ પણ ભૂલ થાય છે, તેથી તે બગડી જાય છે. દૂધ નઠારૂં હોય, કે તે ઉકાળવામાં કસર રહે, અથવા ચોખા કે ખાંડ નઠારાં હોય, તો તેથી બગડી જાય. તેમજ અથાણાંનું પણ છે; તેને આનાજનો પરસેવો લાગ્યાથી, કે બરાબર જુગતીથી બંધ ન રાખ્યાથી બગડી જાય છે. કહેવાનું કારણ એટલું જ કે તે તૈયાર કરવામાં જેટલી ખબરદારી અને ચોકશી રાખવી જોઈએ તેટલી રાખતાં નથી તેથી એવું થાય છે.

---

* મહેતાજીએ નિશાળમાં કરી દેખાડવું ને છોકરાંને કહેવું કે તમે ઘેર કરી જોજો.

નજરનો જેવો વહેમ છે, તેવોજ ભૂતનો પણ અજ્ઞાની લોકમાં વહેમ છે. ભૂતના બહુ બહુ પ્રકારના વહેમ લોક રાખે છે. પણ જો મન ઠેકાણે રાખી તપાસ કરે, અને જુએ, તો તરત ખબર પડે કે એ ખોટા વહેમ છે. લોકમાં કહેવત છે કે "मंछा भूत ने शंका डाकण" પણ તે છતાં સમજતાં નથી કે ભૂત એ આપણા મનની ખોટી બીક છે. કહેશે કે આ ઘરમાં ભૂત છે, ફલાણે ઝાડે ભૂત છે, ફલાણે ઠેકાણે ભૂત છે, પણ જરા વધારે હિંમત પકડી તપાસ ચલાવે તો તરત ખરૂં કારણ જણાઈ આવશે.

## पाठ ९४. खोटा वहेम.—भाग ३.

## વંત્રી આણ રોણ

એક વાર એક ભાવસારને ઘેર પરોણો આવ્યો, તેને રાતે રહેવાના ઘરથી છેટે પોતાનું બીજું ઘર હતું ત્યાં સૂવાડયો. પછી તે મધ રાતે જાગ્યો અને મોં ઉઘાડીને જોયું, ત્યારે બે બાયડીઓ ઊભેલી દીઠી, ને તે બંનેની સાડી ઉપર ચંદ્રમાનું ચાંદરણું દીઠું, એટલે ઘણો બીવા લાગ્યો કે એ વંત્રીઓ હશે. તેને ગાળો દે, દેવ દેવીની આણ દે, પણ તે ખસે નહિ. અંતે તે બિચારો તો બહુ બીનો. એટલે ચીસ પાડીને રડવા લાગ્યો. ત્યારે આડોશી પાડોશી ધાઇ આવ્યાં ને બારણાં ઠોકવા મંડ્યાં; પેલાને બૂમ પાડે ને કહે કે, બારણું ઊઘાડ. તે કહે કે, મને એ જણીઓએ દબાવી રાખ્યો છે, તે મારાથી તો નહિ ઉઘડે. ત્યારે લોકોએ તે કમાડ ઉતાર્યાં ને માંહે પેઠા, એટલે તો તે પરોણો ખાટલા ઉપરથી ઊઠીને નાઠો તે બારણા વચ્ચે આવીને પડયો. પછી તે ઘરમાં અંધારામાં બે બાયડીઓ ઊભેલી જોઈને લોક પણ થરથર ધ્રૂજવા લાગ્યા. માંહે પેશીને તપાસવાની કોઈની હામ ચાલે નહિ. કોઈ તો બહાર ઊભા

ઊભા પથરા મારે, તે વાગે, પણ તે બાયડીઓ ખસે નહિ. એવામાં ચોકીવાળા આવી પહોંચ્યા, તેમણે તીર માર્યાં તે બાયડીઓનાં શરીરમાં ચોંટ્યા; પણ તે કાંઈ બોલે નહિ ને જાય પણ નહિ. એવું રોણ મચી રહ્યું; એટલામાં કોઈ દીવો કરીને લાવ્યું અને સારી પેઠે તપાસ કરીને જોયું, ત્યારે ડામચીઆ પર ગોદડાં હતાં, તે પર એક સાડીનું ગોદડું ઓઢાડ્યું હતું તે પર ચાંદરણાં હતાં, તે પેલા પરોણાને અને લોકને બાયડીઓ જેવાં દેખાતાં હતાં. ઘણે ઠેકાણે ભૂત છે, ભૂત છે એમ કહે છે, પણ સારી પેઠે તપાસે તો ખરૂં કારણ જણાઈ આવે. એ વિષે અખા ભગતે કહ્યું છે કે,

वा वायाथी नळीउं खस्युं, ते देखीने कुतरुं भस्युं,
बहु थयो त्यां शोर बकोर, कोई कहे में दीठो चोर,
लांबी विगत करे विख्यात, अखा वेहेमनी एवी वात.

ઘણી વાર મસાણની જગ્યાએ કે નદી કાંઠે રાતે ભડકાં દેખાય છે, તે થાય છે ને હોલવાઈ જાય છે. લોક જાણે છે કે ભૂત છે; પણ ખોટી વાત છે. એ તો માત્ર હુવાવાળી જગ્યાએ હાડકાં રહે છે, તેમાં ફાસ્ફરસ નામનો એક પદાર્થ છે; તે આક્સિજન નામના વાયુ સાથે મળીને હુવામાં ઉડી જાય છે, ત્યારે ભડકો થાય છે.

## पाठ ९९. खोटा व्हेम.—भाग ४.

## વશીકરણ અપશુકન શુકન પોગળ.

**લીંબુમાંથી લોહી કાઢવા વિષે.**—કોઈના દીલમાં ભૂત આવે છે, અથવા કોઇને મુઠ મારી છે, એવા એવા વહેમ હોય છે, ત્યારે કોઈ ભૂવાને લાવે છે. તે પેલા રોગીના અને તેનાં સગાંનાં મનમાં વહેમ બેસાડવાને લીંબુ મંગાવી તે રોગીના માથા ઉપર ઉતારી, પોતાની કનેનો ચપ્પુ કાઢી તે

વતી કાપે છે એટલે તેમાંથી લોહી જેવો રસ નીકળે છે. તે પરથી બીજા બધા પાસે બેસનારને સમજાવે છે કે જુઓ, મૂઠ મારી છે. બહારનું છે, ખરૂં? હમણા હું એનો ઉપાય કરૂં છું, એમ કરી ઉતાર મૂકાવે છે, અને ઠગી જાય છે. આ પ્રમાણે લીંબુમાંથી લોહી નીકળતું દેખાય છે તેનો ભેદ એ છે કે ભૂવો પોતાની પાસે જે ચપ્પુ રાખે છે, તેના પાના પર રતનજોતના ફૂલનો રસ ચડાવેલો હોય છે. એ રસની જોડે લીંબુનો રસ મળે છે કે રાતો રંગ થઈ જાય છે. આ એક દાખલો લખ્યો છે, પણ તપાસ કરે તો એવા ઘણા નીકળે. માટે કશી પણ એવી નવાઇ જેવી વાત જોવામાં આવે, ને તે પર ચોકશી ને તજવીજ થાય, તો તેનું ખરૂં કારણ જણાય.

ઝાડને મૂઠ મારે છે તે વિષે.—કોઈ વાર ઝાડ એકાએક થડ મૂળમાંથી ઉખડીને ભાંગી પડેલું નજર આવે છે, અથવા તે પરનાં તમામ પાંદડાં એકાએક ખરી પડેલાં દીઠામાં આવે છે, ત્યારે લોક કહે છે કે એને કોઈએ મૂઠ મારી; કોઈ નવો શીખાઉ હશે તેણે પોતાની મૂઠ ચોટ એના પર અજમાવી જોઈ. પણ એ બધા ખોટા વહેમ છે. એ ઝાડના મૂળમાં કાંઈ જીવ લાગ્યાથી, અથવા એવા બીજા કોઇ કારણથી ઝાડ સૂકાઈ કે પડી જાય છે. ઘણાં જૂનાં ઝાડ તો મૂળમાં સળો લાગ્યાથી પડી જાય છે. તેનાં પાતરાં પણ એ જ રીતે ખરી જાય છે, અથવા લીલું ને લીલું ઝાડ બળી જાય છે, તો તેના મૂળમાં હીંગ જેવો કંઈ પદાર્થ ભર્યાથી એવું થાય છે, અથવા એવું કંઈ પણ કારણ હોય છે. એ સિવાય વશીકરણ, શુકન, અપશુકન વગેરે ઘણા વહેમ છે. એ વિષે જેમ જેમ તમે વધારે વિચાર ને તપાસ કરશો તેમ તેમ તમને માલમ પડશે કે એ સર્વ પોગળ ને જૂઠું છે.

# पाठ ९६. चोरीना माल विषे.

## चोपाई.

काचो पारो खावो अन्न, तेवुं छे चोरीनुं धन;
काची खावी छे हरताळ, तेवो छे चोरीनो माल. १
माथा उपर भमे ज्यम काळ, तेवो छे चोरीनो माल;
कौवच अडतां उपडे खाल, तेवो छे चोरीनो माल. २
गाणा आगळ जेवी गाळ, तेवो छे चोरीनो माल;
कुडां चडावे माथे आळ, तेवो छे चोरीनो माल. ३
अग्नि केरी जेवी झाळ, तेवो छे चोरीनो माल;
जीवती माख गळे को धणी, लखमी न पचे चोरी तणी. ४
आखुं कोळुं शाक न थाय, वासीदे सांबेलु जाय;
ते तो जोवा जेवो ताल, तेवो छे चोरीनो माल. ५
साहे छछुंदरने मुख साप, मरे तरत ते गळतां आप;
थाय आंधळो तजतां हाल, तेवो छे चोरीनो माल. ६
माळी छींडे राखे छूट, बकरूं काढतां पेसे ऊंट;
फांस काढतां पेसे साल, तेवो छे चोरीनो माल. ७
रहे न छानुं दहाडो रात, वाए ऊडी जाये वात;
थाय न तेनो करतां थोभ, जाय बिलाडी मोभा मोभ. ८

( कवि शामळभट. )

---

# પાઠ ૧૭. ડાકોરનું વર્ણન.—ભાગ ૧.



ડાકોર એ હિંદુઓની તીર્થની જગા છે, તેથી આખા ગુજરાતમાં પ્રસિદ્ધ છે. એમાં રણછોડજીનું મોટું ધામ છે. એ દહેરૂં ગામની વચ્ચોવચ્ચ છે. એ દહેરાની રચના ઘણી સારી છે. દહેરાને ફરતો કોટ છે. કોટની બહાર કેટલીક જગાએ ઘર આવ્યાં છે. કોટને બે દરવાજા છે, એક પશ્ચિમે ને એક ઉત્તરે. પશ્ચિમ દરવાજાની બેઉ મેર ઘણીક દુકાનો આવી છે; દરવાજામાં પેઠા ને માંહે ગયા, એટલે કોટને લગતાં ઢાળીઆં છે, તેમાં કોઈ જગાએ ઓરડીઓ કાઢી છે, કોઈ જગાએ ગૌશાળા, કોઈ જગાએ રસોડું, કોઈ જગાએ નગારખાનું, એવી રીતે છે. ત્યાંથી આગળ ચાલ્યા એટલે ચોમેર ચોક આવેલો છે. તેમાં પત્થરની ચોરશીઓ જડેલી છે. તે ચોક વચ્ચે રણછોડજીનું દહેરૂં છે, તેનું મોઢું પશ્ચિમ તરફનું છે. દહેરાનાં પગ-

થીઆં ઉપર ચડ્યા કે રંગ મંડપમાં જવાય છે. એમાં બધે આરસ પાહાણની ચોરશીઓ છે, અને તે ઉપરની છત્રી રૂપાની જાળીની છે. એ રંગ મંડપમાં આશરે ત્રણસેં માણસ ઉભાં રહી શકે એટલી જગા છે. એ દહેરામાં એકે થાંભલો નથી. રંગ મંડપથી આગળ ચાલ્યા, એટલે એક પિત્તળનો કઠેરો આવે છે. તેને નાની સરખી એક બારી છે, તેમાં પેશીને આગળ ચાલ્યા પછી માંહેલા દહેરાનું બારણું આવે છે. એ બારણાની બારસાખ ને કમાડ પિત્તળનાં છે. એ દહેરૂં ઘણું સારૂં છે. માંહેલા દહેરામાં આશરે પચાસ માણસ ઉભાં રહી શકે છે.

---

## પાઠ ૯૮. ડાકોરનું વર્ણન.—ભાગ ૨.

### સિંહાસન ઝાક ઝમાળ છપર ખાટ

સિંહાસન ઉપર રણછોડજીની મૂર્તિ ઉભી છે. તેનો શણગાર આશરે બે લાખનો છે. એ દહેરામાં એક બારણું છે, તેમાંથી બહાર જવાય છે, અને એક બારી દક્ષિણ તરફ છે, તેમાં થઈને સેનના એટલે સૂવાના ઓરડામાં જવાય છે. એ સેન ઓરડો ઘણો સુંદર છે, કેમકે સઘળો કાચના તખ્તાનો બનાવેલો છે. તે કાચ પિત્તળનાં ચોકઠાંમાં જડેલા છે, તેથી ઝાક ઝમાળ થઈ રહ્યું છે. તેમાં રૂપાનો છપર ખાટ છે. એ ઓરડામાંથી નીકળ્યા એટલે એક બારણું આવે છે, તે રસ્તે દહેરામાંથી બહાર જવાય છે.

રણછોડજીની વરસમાં ચાર વાર મોટી જાત્રા ભરાય છે; કારતકી પૂનમે, ફાગણ સુદ પૂનમે, ચૈત્રી પૂનમે, ને આશોની પૂનમે. તેમાં આશો સુદ પૂનમે, એટલે માણકઠારી ઉપર મેળો ભરાય છે, તેમાં દર્શન કરવા સો સો દોઢ દોઢ સો ગાઉના લોક આવે છે. તેમાં ચાર પાંચ લાખ માણસ ભેગાં

થાય છે, તેથી ગામમાં તલ પૂર જગો ખાલી રહેતી નથી. ગામના લોકોનાં ઘરમાં ઘણાક લોકો ઉતરે છે, તેથી કોઈ કોઈ ઘેર બસેં ત્રણસેં માણસ હોય છે. એ દહેરામાં નબળા પોચાનું કામ નથી. એ વખતે અમદાવાદ, વડોદરા, ગોધરા, ખંભાત વગેરે ઠેકાણે ઠેકાણેથી કાપડ, સોનું, હીરા, ચીનાઇ ને તાંબા પિત્તળનાં વાસણ બહુ આવે છે, અને તે સઘળું ખપી જાય છે. સુમારે બે ત્રણ લાખ રૂપિયાની ખરીદી થતી હશે.

## पाठ १९. डाकोरनुं वर्णन.—भाग ३.

આ દહેરાને અંગે આશરે બસેં ગાયો, કેટલાક ઘોડા, ને એક હાથી છે. વળી એક બાગ છે, તેમાં મેવા, ફળ, ફૂલ થાય છે. પણ એ બાગ નડિયાદ પરગણાના શીલી ગામ પાસે એ જ દહેરાનો હીરા બાગ છે તેને ન પહોંચે. એ બાગમાંથી રોજ સવારે ફળ ફૂલ ડાકોર જાય છે. ડાકોરથી એક ગાઉ છેટે શેઢી નામે નદી છે, પણ ગામમાં ગોમતી તળાવ છે તે નદીની ગરજ સારે છે, અને તેમાં ઠેકાણે ઠેકાણે આરા બાંધ્યા છે. ગોમતીમાં મોટા મગર તથા માછલાં છે, તેથી પાણી બહુ સ્વચ્છ રહે છે. વળી તેમાં કમળ થાય છે. એ તળાવ આશરે એક ગાઉ લાંબું ને અધ ગાઉ પહોળું છે, ને એમાં પાણી ભર્યું રહે છે, તે કોઈ વખત ખૂટતું નથી. તળાવની વચ્ચે એક વાડી છે, તેમાં હનુમાનનું દહેરૂં છે. એ તળાવને ફરતાં ચોમેર ઘણાં દેવસ્થાન તથા સારી સારી ઈમારતો છે. ડાકોરમાં એક લક્ષ્મીજીનું મંદિર છે, તે સિવાય નાનાં નાનાં સો સવા સો મંદિર હશે, તેમાં કેટલેક ઠેકાણે સાધુને સદાવ્રત અપાય છે.

ડાકોર અંગ્રેજ સરકારનું ગામ છે, પણ તેનું તથા એક બીજાૂ કંજેરી નામે ગામ છે, તેનું વસૂલ અસલથી દેવસ્થળને આપેલું છે. ડાકોરનાં ઘર ઘણાં ખીચોખીચ અને રસ્તા ઘણા સાંકડા છે. વરસો વરસ ઘણાં ઘર નવાં થાય છે. ડાકોરમાં

આઠે દહાડે એટલે હર શુક્ર વારે કેટલીક નવાઈની ચીજો મળે છે. ડાકોર અમદાવાદથી ૩૦ ગાઉ, વડોદરેથી ૨૦ ગાઉ, ને સૂરતથી ૭૫ ગાઉ થાય છે.

---

## पाठ १००. घात.—भाग १.

ઇસ્પિતાલ          દાકતર.

સાંધામાની નસ તૂટયાથી, કે લાંબી થયાથી તે સાંધામાં કળતર થાય છે, ત્યારે તેને કરાર થતાં સુધી હલાવવો ચલાવવો નહિ. થોડા દહાડા સાંધા ઉપર ટાઢું પાણી રેડવું. તેથી ફેર ન પડે તો ઊન્હા પાણીએ ઝારવું. થોડા દિવસ તેમ કર્યા છતાં બળતરા બહુ બળે તો જળો મુકાવવી.

સાંધો ખશી ગયો હોય, ત્યારે તે જેમ સાજો હોય કે કળતર થતું ન હોય ત્યારે હલાવી શકાય, તેમ હલાવી શકાતો નથી. સાંધો ખશી ગયો એટલે બને તો તરત જ તે માણસને કોઈ ઇસ્પિતાલમાં, કે કોઈ શીખેલા દાકતર પાસે લઈ જવો. હાડકું ખશી જાય છે, ત્યારે ઘણું કરીને એક હાડકું બીજા હાડકા પર ચડી જાય છે, માટે કોઈ સારો વૈદ્ય ન મળે તો તાણીને હાડકું બેસાડવું. હાડકું ભાંગ્યું હોય તો તેના ભાગ એક બીજા સાથે લાગતાં કડાકો બોલે છે, તેથી ભાંગ્યું એવું માલમ પડે છે. ભાંગેલા હાડકાને બરોબર બેસાડવું, ને ઝોળી કરીને, કે બીજી રીતે જેથી વેદના થોડી થાય તેમ રાખવું. હાડકું પાછું ખશી ન જાય, માટે લૂગડાંની બે ચાર ઘડી વાળીને તે ભાગ ઉપર મૂકવી, ને તે પર ત્રણ ચાર ખપાટીઆં (કામડી) મૂકી બાંધી લેવું, પણ ઘણા જોરથી નહિ બાંધવું. જ્યારે તે ભાગ સૂજે છે, ત્યારે આપણા લોક ઘણા જોરથી બાંધે છે, પણ એ રીત છેક ખોટી છે, કેમકે તેથી લોહીનું ફરવું બંધ પડે છે, ને તે અંગ સૂકાઇને મુડદાલ થઈ જાય છે.

---

## પાઠ ૧૦૧. ઘાત.—ભાગ ૨.

પેલા લૂગડાના પાટા ઉપર પાણી રેડ રેડ કરીને પલળેલો રાખવો. મહિનો એક થાય ત્યારે તે ભાંગેલા અંગને આમ તેમ જરા હુલાવવું, નહિ તો ગંઠાઈ જાય; પણ તે અંગે આશરે ત્રણ એક મહિના સુધી કશું એ કામ કરવું નહિ, ને ત્યાર પછી એ કરવું. તે ઘણું હુળવેથી કરવું.

ઘા ઘણો મોટો ન હોય તો લૂગડાના પાટા વતી લોહીવાળો ને લોહીવાળો જ બાંધી લેવો. કાંઈ ચોંટી જાય એવી જણુસ લગાડીને પાટો બાંધી દીધો હોય, તો થોડા દિવસમાં રૂઝાય. ઘામાં કાંઈ જણુસ જવા દેવી નહિ. ઘામાં ઝાઝો કચરો કસ્તર ગયું હોય તો લોટાની ધારે કરી કોકરીલું એટલે હુંફાએલું પાણી રેડીને ઘા ધોઈ નાંખવો. જો ઘા ઘણો મોટો ને પહોળો હોય, તો તેની કોર ઉપર રેશમના બે ત્રણ ટેભા મારી શીવી લેવું. તેથી તે મળી જશે. ઘાયલ અંગ પાછળથી સૂજે છે, માટે તે ટાંકા ઘણા જોરથી નહિ મારવા, કેમકે સૂજે ત્યારે ઘણું દરદ થાય. જો ઘાની વેદના થાય, તો ઘણા પાટા બાંધવા, ને તે પર પાણી રેડ રેડ કરવું. જે ભાગ પર ઘા લાગ્યો હોય તે ઊંચો રાખ્યો હોય, તો લોહી થોડું જાય, ને થોડી વારમાં નીકળતું બંધ પડી જાય. જો ધોરી નસ કપાઈ હોય, તો એક નાની સરખી કામડી કે લાકડીથી તે ઘા ઉપરના ભાગ ઉપર રૂમાલ વતી જોરથી બાંધી રાખીને લાગલો જ કોઈ ઇસ્પિતાલમાં દાક્તરને ત્યાં તેને લઈ જવો.

## પાઠ ૧૦૨. ઘાત.—ભાગ ૩.

કોઈ માણસ ડૂબી ગયલો હોય તો તેને પાણીમાંથી કાઢીને ઝટ ચતો સૂવાડીને એક પાસે ફેરવવો. અને પછી તરત બીજે પાસે ફેરવવો. એમ ઘણીક વાર પાસા ભેર ફેરવ ફેરવ કરવાથી તેનાં ફેફસા હુચમચીને શ્વાસોશ્વાસ ચાલશે, અને જીવ હશે તો માલમ પડશે. પછી તેને કામળો સારી પેઠે ઓઢાડવો, ને રેતીની પોટલી ઊની કરીને, કે શીસામાં ઊનું પાણી ભરીને તે વતી તેની બગલ, પેટ, પાસાં ને પગનાં તળીઆં પર શેક કરવો, અથવા બની આવે તો તેનું આખું શરીર ખમાય તેવા ઊના પાણીમાં બોળવું. પછી હાત વતી તેનું શરીર વહેલું વહેલું ચોળવું. એવા એવા ઉપાય ઓછામાં ઓછી બે ત્રણ ઘડી સુધી તો લાગ લાગટ કરવા.

પેટમાંથી ઝેર કાઢવાનો પહેલો ઉપાય ઉલટી છે. માટે રાઈનું કે મીઠાનું પાણી પાવું, ને ઉલટી થઈ તો તરત તે વધારે પાવું, ને એક પીછું લઈને ગળામાં હલાવવું; તે સળવળ સળવળ થાય છે, તેથી ઉલટી થાય છે. જોડે ઉનું પાણી પણ ખૂબ પાતા જવું. જો અફીણનું ઝેર હોય, તો ઉલટી થયા પછી તે માણસને બૂનનો ઊનો ઊનો કાવો પાવો, ને આડો અવળો દોડાવવો, તથા તેના મોં ઉપર ટાઢા પાણીની છાલક માર માર કરવી. તાંબાના કાટનું ઝેર હોય, તો બની શકે તેને ઉલટી કરાવ્યા પછી ઈંડાની સફેદી પાણીમાં નાંખીને પાવી.

# પાઠ ૧૦૬. આસ્ટ્રોલિઆ.



એશિઆ ખંડના અગ્નિ ખૂણામાં દુનિયામાં મોટામાં મોટો એક બેટ છે, તેને આસ્ટ્રેલિઆ કહે છે. અમેરિકા ખંડ જાણુવામાં આવ્યા પછી એની ખબર પડી છે. ત્યાંનાં ઝાડ, ફૂલ, ને જનાવર દુનિયાના બીજા દેશોના કરતાં એક જાુદા જ ઘાટનાં છે. હાલ ગ્રેટ બ્રિટનમાંથી ઘણા લોક ત્યાં જઇને વસે છે, ને વિલાયતનાં ઝાડો ત્યાં વાવીને સારાં સારાં ફળ નિપજાવે છે. કેટલેક ઠેકાણે મોટાં મોટાં શહેર બંધાઈ ગયાં છે, પણ તે ઘણું કરીને સમુદ્ર કાંઠે છે, તેનું એક કારણ તો એ છે જે દેશ ઘણો વિકટ છે. નદીઓ નાની ને થોડી, તેથી પાણી મળતું નથી; કેટલેક ઠેકાણે તળાવ છે, પણ તેમાંનું પાણી ખારૂં, માટે પીધામાં આવતું નથી. કાંઠે મુલક છે, ત્યાં થોડી નદીઓ છે તે પણ થોડા મહિના રહીને સૂકાઈ જાય છે. કોઇ કોઈ નદી જ મોટી છે. વળી મોટી અડચણ એ છે જે વચલા મુલકમાં જે લોક રહે છે તે ઘણા અનાડી ને જંગલી છે. ઉપલા ચિત્રમાં બતાવ્યા પ્રમાણે તેમના ઝોળેઝોળાં લાંબા ભાલા લઈ લઇને સામાં થાય છે, ને ભારે ટક્કર લે છે.

હમણાં થોડાં વરસ થયાં આસ્ટ્રેલિયામાં ઢગલે ઢગલા સોનું નીકળવા માંડ્યું છે, ને ત્યાંથી ઘણું દેશાવર જાય છે.

આસ્ટ્રેલિઆની પૂર્વે ન્યૂ ઝીલાંડ કરીને બે જોડા જોડ બેટ છે, ત્યાં પણ અંગ્રેજ લોક જઈ વસ્યા છે. એ બેટની જમીન બહુ સારી છે. ત્યાંના વતની લોક જોરાવર ને ખબરદાર છે. તેઓ આગળ ઘણા ખૂની ને જુલમી હતા, ને લડાઇમાં લડીને કેદી પકડતા, તેમને પછી મારીને ખાઈ જતાઃ પણ હાલમાં અંગ્રેજ લોકની સોબતથી તે સુધરતા ચાલ્યા છે.

---

## પાઠ ૧૦૪. પાટવી કુંવર.—ભાગ ૧.

### કોર્ટ ન્યાયાધીશ અદાલત ખાતર તરફદારી

ઈંગ્લાંડ દેશના કોઈએક પાદશાહનો પાટવી કુંવર પોતાના બાપના છતાં જુવાનીમાં ઘણો બહેકેલો અને ભૂંડી ચાલનો હતો, ને નઠારી સોબતમાં પડી ઘણાં કુકર્મ કરતો.

એક વેળા એનો ગોઠીઓ મોટા ગુનાહમાં આવ્યાથી તેને પકડી સરકારમાં આણ્યો હતો. કુંવરે વિચાર્યું કે હું કોર્ટમાં હાજર હોઇશ તો ત્યાં ન્યાયાધીશ મારી શરમને લીધે મારા ભાઇબંધને સજા કર્યા વિના છોડી દેશે. એમ સમજી ઇન્સાફની વખતે તે અદાલતમાં આવી બેઠો. ન્યાય કરનારની નજરમાં એનો મિત્ર ગુન્હેગાર ઠર્યો, માટે તેણે તેને કાયદા પ્રમાણે કેદની શિક્ષા કરી. કુંવરે કહ્યું, એ મારો સ્નેહી છે માટે મારી ખાતર એને છોડી દો. ન્યાય કરનારે કહ્યું, ઈન્સાફમાં જે ખરૂં ઠરે તે કરવાને મને રાખ્યો છે, માટે હું આપની પણ તરફદારી કરી કાયદા તોડીશ નહિ.

એ સાંભળી કુંવરને બહુ ક્રોધ ચડ્યો, ને પંડે ઊઠીને કેદીને છોડવવા ગયો. ન્યાયાધીશે કહ્યું, કુંવર સાહેબ, અહીં-

આં આવી બેઅદબી ને તોફાન કરવું આપને ન ઘટે; એ ગુને-હગારને બંદીખાનામાં લઈ જવા દો. એથી તેને એટલી ચીડ ચડી કે ન્યાય કરનાર ઉપર દોડતો જઈ તેણે ધડ દઈને તેને એક લપડાક ચોડી. ન્યાય કરનાર એથી જરા એ બીધો નહિ, ને ધીરજ રાખીને બોલ્યો, સાંભળો મહારાજ, આ ઈનસાફની ગાદી મારી નથી, પણ આપના પિતાની છે. તેમના હુકમથી હું અહીં બેઠો છું ને તેમના કાયદા ચલાવું છું. આપે પણ તેમનો હુકમ ને કાયદા પાળવા જોઈએ. જો આપ આ રીતે એમના કાયદાનું અપમાન કરશો, તો પછી આપ જ્યારે પાદશાહ થશો, ત્યારે આપના કાયદા કોણ માનશે? અને અમલમાં પણ કોણ આણશે? માટે આપના પિતાના નામથી હુકમ કરૂં છું કે, આ ગુનાહને સારૂ તેમની એટલે રાજાની મરજીમાં આવે ત્યાં સુધી આપે કેદમાં રહેવું.

---

## पाठ १०९. पाटवी कुंवर.—भाग २.

### નિર્ભયપણું ઉમરાવ આતુર દુરાચરણી દરમાયા

આ ઠપકો ને આ હુકમ સાંભળી કુંવર વીલો પડી ગયો. તરત પોતાનાં હથિયાર છોડી, એ હુકમ માથે ચડાવી, તથા ન્યાય કરનારને માથું નમાવી કેદમાં ગયો. પાદશાહને એ વાતની ખબર પડી, ત્યારે પોતાના કાયદા પાળે એવો કુંવર, ને તે કાયદા નિર્ભયપણેથી અમલમાં લાવે એવો ન્યાયાધીશ પોતાને છે, એવું જાણી તે ઘણો જ હરખ પામ્યો.

એ પાદશાહ મુઓ ત્યારે એજ કુંવર તેની ગાદીએ બેઠો. હવે એ પોતાની ચાલ સુધારશે કે નહિ, તે જાણવાને સૌ લોક આતુર હતા. અમીર ઉમરાવ વગેરે સૌ નવા પાદશાહને સલામ કરવા આવ્યા, તેમાં કેટલાએક તેના આગલા દુરાચ-રણી ભાઈબંધ પણ આવ્યા. તેમનાં મનમાં નક્કી હતું કે હવે

અમે પાદશાહના કારભારી થઈશું, અને મરજીમાં આવશે તેમ કરીશું.

પણ પાદશાહે ઝટ દેખાડ્યું કે હું હવે ડાહ્યો થયો છું. તેમની ખોટી ચાલને સારૂ ઘણો ઠપકો દઈને તેણે કહ્યું કે, તમે સુધરો ત્યાં સુધી મને તમારૂં મોં દેખાડશો નહિ. તમારે મારાથી પાંચ ગાઉ દૂર રહેવું. જ્યારે તમારી ચાલ સુધરશે, ત્યારે હું તમને બોલાવીશ. તેઓ તંગીમાં પડી લુચ્ચાઈ દોંગાઈથી પેટ ન ભરે, માટે ખર્ચ નભે એટલા તેમને દરમાયા કરી આપ્યા.

એ માણસો ગયા કેડે પેલો ન્યાયાધીશ સલામ કરવા આવ્યો. એના મનમાં ઘણી બીક હતી કે પાદશાહ કોણ જાણે શું કરશે! પણ રાજાએ તેને તરત ધીરજ આપી, ને એણે અગાઉ મોટાની શરમ ન રાખી ઈનસાફ કર્યો હતો તે સારૂ તેને શાબાશી આપીને કહ્યું કે, તમે તમારૂં કામ ઘણું ખબરદારીથી ને લાયકીથી કરો છો, માટે એ કામ પર તમને બહાલ રાખ્યા છે. જો અમારો કુંવર આજ પછી અમારા જેવું ખોટું કામ કરે, તો તેને શિક્ષા કરવાને આપના જેવા હિંમતવાન અને નિમક હલાલ ન્યાયાધીશ અમારા હાથ તળે હોજો.

## पाठ १०६. सपूत कपूत विषे छप्पो.

### छिद्र

आप रळेलुं खाय, बापथी करे सवाई;
ढाके कुळ कलंक, अंग नित्ये वहेवाई;*
विश्व वखाणे पूठ, जूठ देखी दिल दाझे;
सज्जन दाता शूर, नूर मन लजव्यो लाजे;

---

* अंगने नित्य वहेवडावीनें, एटले काममां आणीने.

कीर्ति जेनी कवि जन करे, सकळ गुण मनमां लहे;
कवि शामळ कहे साचूं कहूं, सपूत सर्व तेने कहे;
लेश नहि कुळ लाज, बापनुं धन पण खुए;
नमे वेरीने पाय, दुष्ट आगळ दुख रुए;
कुळनुं कहे कलंक, बोल बापीको बोळे,
दे सज्जनने दुःख, छिद्र पोतानुं खोले;
आधीन थको जे अन[1]जमे, लाज मरजादा नव लहे,
कवि शामळ कहे साचूं कहूं, लोक कपूत तेने कहे.

---

## પાઠ ૧૦૭. એકલમૂરો છોકરો.—ભાગ ૧.

## ઉદ્દભાત

કહાનદાસ અને શિવ શંકર બેઉ એક નિશાળે ભણતા હતા. એ બેઉનાં લક્ષણ કેવળ જુદાં હતાં.

કહાનદાસ છાતીવાળો, મશ્કરો, અને જ્યારે જોઈએ ત્યારે સૌ જોડે રમવામાં તૈયાર; ભણવામાં ચપળ હતો, પણ તેને ઘણીવાર ભણવા બેસવું ગમે નહિ. એ ધારે તો વર્ગમાં પહેલો રહે, પણ તેટલી મહેનત કરે નહિ, તેથી વર્ગને મધ્ય ભાગે રહેતો. મહેતાજી જાણતા કે એની જેટલી બુદ્ધિ છે તે પ્રમાણે તે શીખતો નથી, પણ તે એટલું આળસ કે ખોટું કામ ન કરતો કે વાંકમાં આવે. પણ બીજા છોકરા એના દાખલાથી આળસુ થઈ બગડતા, ને ઠપકામાં આવતા. નિશાળની બહાર છોકરાંમાં તો કહાનદાસ સરદાર હતો. સૌ એના હુકમમાં રહેતા, ને સૌને એ વહાલો લાગતો. રમવામાં, ને બીજા બધામાં કહાનદાસ કહે તે થતું.

---

[1] अन्न.

શિવ શંકર એના જેટલો હોશિયાર નહોતો, પણ ઘણો મહેનતુ હતો. નિશાળમાં આવે ત્યારથી તે જાય ત્યાં લગી ભણવામાં ને નકશા ચીતરવામાં મન રાખતો; વાતમાં કે રમવામાં મન ઘાલતો નહિ. એ હસમુખો ને ડાહ્યો હતો. સૌ જોડે મિઠાશથી બોલતો; કોઈને પાઠ ન આવડે, તો નવરાશની વેળાએ શીખવતો, તથા સર્વનું કામ કરતો. ઉદમાત કે તોફાન કરવું એને ગમતું નહિ. છૂટીની વેળાએ બીજા છોકરા રમવા બોલાવે તો જાય, પણ ત્યાં ઠાવકું ઠાવકું રમતો ને બોલતો. નિશાળનો વખત થયા અગાઉ આવી બીજા છોકરા કૂદા કૂદ કરે ને રમે, પણ શિવ શંકર તો ઘણું કરીને નકશો જોતો કે ચીતરતો; પાઠ કરવો અધૂરો કે કાચો હોય, અથવા તેમાં કાંઈ કઠણ હોય તે જોતો. એવા ઉદ્યોગથી એ ઘણું ખરૂં વર્ગમાં પહેલો રહેતો. એને રજા વિના ગેર હાજર પણ રહેવું નહિ. નિશાળેથી છૂટે કે પાધરો ઘેર જતો, પાછળ રમવા રહેવાની ચોકખી ના.

---

## पाठ १०८. एकलसूरो छोकरो.—भाग २.

### નિભાવ મહા દુરંગ

એક દહાડો એક બેવકૂફ છોકરો બોલ્યો, આ શિવ શંકર કેવો એકલસૂરો છે! બીજા બધા છોકરા કેવા રમે છે! પણ એતો છૂટી થઇ કે ઘેર દોડે. કહાનદાસ કેવો ભલો છે! સૌને કેવો રમાડે છે!

આ છોકરાનું કહેવું ખરૂં હતું કે ખોટું તે હમણા આપણે જોઇશું. શિવ શંકર બાપડી ગરીબ રાંડી રાંડનો દીકરો હતો. એ બાઈ દળણાં દળી પેટ ભરતી. એને એક બીજો નાનો દીકરો હતો, તે માંદો સાજો રહેતો, ને તેનાથી ફરાતું હરાતું નહિ. એની મા જાણતી હતી કે પોતાનો નિભાવ શિવ શંકર

ઉપર છે, ને શિવ શંકર ભણશે તો જ ઘરની આબરૂ રહેશે. માટે તે મહા વેઠા ભોગવીને પણ તેને ભણાવવાને ખર્ચ આપતી. શિવ શંકર એ સૌ સમજતો હતો. એવા હેતને અને એવી સંભાળને લાયક છું, એવું દેખાડવાને તે મહેનત કરતો હતો. પહેલો નિશાળે ગયો, ત્યારે બીજા છોકરાની પેઠે રમતમાં બહુ જીવ હતો, પણ થોડા દિવસમાં તેણે એ ટેવ છોડી દીધી. મા બહાર ગઈ હોય, ત્યારે નાનો ભાઈ ઘરમાં એકલો હોય, માટે નિશાળેથી છૂટે કે ઝટ ઘેર આવતો ને ભાઈને રમાડતો, તથા મા બિચારી થાકી પાકી ઘેર આવે ત્યારે તેને પાણી વાસીદું વગેરે ઘરનું કામ કરવા લાગતો. કામ કરી રહીને ચોપડી લઈ નિશાળના પાંઠ તૈયાર કરતો. ભણવા પર એ બહુ મહેનત કરતો, કેમકે એને શિક્ષક થવાની ઉમેદ હતી. હું મહેતાજી થઈશ, માનું ભરણ પોષણ કરીશ, ભાઈને ભણાવીશ, ને કમાતો થઈશ, ત્યારે માને કશું એ કામ નહિ કરવું પડે, તેથી તે કેટલી બધી હરખાશે, ને હું કેવો મગન થઈશ! એવા એવા તુરંગ એના મનમાં આવતા. પણ ગમે એવા વિચારમાં કે અભ્યાસમાં હોય, ને નાના ભાઈને રોતો સાંભળે કે ઝટ તેની કને દોડી જઈ તેને સમજાવી છાનો રાખતો, અથવા માનું કાંઈ કામ હોય તો તે ઉઠીને ઝટ કરતો.

---

## पाठ १०९. एकलमूरो छोकरो.—भाग ३.

કહાનદાસનાં મા બાપ ગરીબ હતાં; અને ભાઈ ભાંડુ ઘણાં હતાં, તે સૌમાં એ વડો હતો. એનું મોં તે સૌને ઘણું ગમતું, કેમકે ઘેર રહે ત્યારે એ તેમને રમાડતો ને રાજી રાખતો. પણ એ ઝાઝો ઘેર રહેતો જ નહિ. ઘેર એની માને એનો બહુ ખપ પડતો. ભાયડો બારણે ગયા પછી તે એકલી

બાયડીને પાંચ નાનાં છોકરાં રાખવાં પડતાં. કહાનદાસ મન પર લે તો માનું કામ કરતો. મા સાંજરે ધોવા જાય કે રાંધે તે વેળા ઘેર હોય તો નાનાં ભાઈ બેનને રાખતો, પણ નિશાળેથી છૂટી પાધરા ઘેર આવવું તેને ગમતું નહિ. કોઇ દહાડો વહેલો આવે ને ભાઈ બેનને રાખતો કે કામ કરવા લાગતો, ત્યારે તેની મા તેના ઉપર બહુ જ વહાલ કરતી, ને કહી દેખાડતી કે તારો ઘરમાં બહુ ખપ છે. એથી કહાનદાસ મનમાં સમજતો કે વહેલો ઘેર આવું તો મારી માને સુખ થાય; પણ રમવામાં પડે કે એ વાત ભૂલી જતો. ઘરમાં તેની મા બાપડી મહેનત કરી કરી વાજ આવે, ને પોતે બહાર રઝળતો ફરે. કોઇ વાર મા સાંભરી આવે ત્યારે ઘેર જવાનું મન કરતો, પણ છોકરાં કહેશે, ગયા હવે, પછી જજે ની, આપણે સૌ જોડે જઇશું. એવું સાંભળે કે તરત મા, ભાઈ, બેન, ઘર સૌ વિસરી જતો. એની માની મરજી હતી કે એ શિક્ષક થાય, ને એની બુદ્ધિ એવી સારી હતી કે એ સહજ પાર પડત, પણ છોકરાંની સરદારી છોડી તેને અભ્યાસ કરવો ગમતો નહિ. છોકરાં એને એકલસૂરો કહે તે પસંદ પડતું નહિ, તેની બીકે રમતો; પણ થોડી મહેનતે હું નિશાળમાં સારા જવાબ દઉં છું એમ જાણી મનમાં મોટાઇ માનતો. કોઈ વાર માનું કહેલું યાદ લાવી પાઠ સારા શીખતો, પણ કઠણ પાઠ આવે એટલે આળસ કરી જતો. આળસુ છોકરાં એનું મન ઝટ ભંગ કરી નાંખતાં, માટે કહાન દાસનો સ્વભાવ મળતાવડો ને હસમુખો કહીએ, તો પણ તે પોતાની જાતને જ સારો હતો.

આ બે છોકરામાંથી એકલસૂરો કોણ, કહાનદાસ કે શિવ શંકર?



---

# પાઠ ૧૧૦. મહા સાગર.

ભંડાર ખડક ખરાબો

પૃથ્વીનો લગભગ પોણો ભાગ જળથી ઢંકાયલો છે. એ મોટા જળના ભંડારને મહા સાગર કહે છે. હજારો વહાણને જવા આવવાને જાણે એ મોટો ધોરી રસ્તો હોય એમ છે. વળી એથી માલ તથા માણસ એક દેશથી બીજે દેશ સહજ જાય છે. તેમાં ખાર રહેલો છે, તેથી એમાંનું પાણી કોહતું કે બગડતું નથી, અને ટાઢથી ઝટ લઈને ઠરી પણ જતું નથી.

જેમ ખુલ્લી જમીન બધે સરખી નથી, પણ તેમાં કોઈ ઠેકાણે ટેકરા અને કોઈ ઠેકાણે ખાડા હોય છે, તેમ મહા સાગરનું તળીઉં પણ બધે સરખું નથી; માંહે કોઈ કોઈ જગ્યાએ ડુંગરાની પેઠે ઊંચું છે. તેમાં વચ્ચે ખાઈઓ પણ છે, તેથી જુદે જુદે ઠેકાણે ઊંડાઇમાં ફેર પડે છે. એ તળીઆના ઊંચા ભાગ વધીને છેક પાણી ઉપર આવીને બેટ થાય છે; કોઈ ઠેકાણે પાણીથી થોડા જ નીચે રહે છે, ત્યારે તેને ખડક કે ખરાબા કહે છે. સમુદ્રની ઊંડાઇ ઘણામાં ઘણી, નવ મૈલ એટલે આસરે પાંચ ગાઉની જાણવામાં આવી છે. જો પાંચ ગાઉ પહોંચે એટલી લાંબી દોરી લઈને તે ઠેકાણે મૂકીએ, તો જ તેનો છેડો તળીએ પહોંચે.

પૃથ્વી ઉપરના મહા સાગરના મોટા પાચ ભાગ કલ્પ્યા છે; તેમનાં નામ પાસિફિક, આટ્‌લાન્ટિક, હિંદી, ઉત્તર અને દક્ષિણ મહા સાગર છે. બધા ખંડની મળીને જેટલી જમીન છે, તે કરતાં વધારે મહા સાગરે રોકી છે. એમાં ઘણાક બેટ છે, તેમાંના કેટલાક તો સમુદ્રના પાણીથી જરાક જ ઊંચા દેખાય છે.

અમેરિકા, એશિઆ ને આસ્ટ્રેલિઆની વચ્ચે પાસિફિક મહા સાગર છે. એ સૌ કરતા મોટો છે; ને પૃથ્વીનો લગભગ અર્ધો ભાગ રોકી રહેલો છે.

આટ્લાન્ટિક મહા સાગર યૂરોપ, આફ્રિકા અને અમેરિકાની વચ્ચે છે. એ લાંબો ને સાંકડો છે. પાસિફિક એના કરતાં લગભગ બમણો મોટો છે.

હિંદુસ્તાનની દક્ષિણે, અને આફ્રિકા તથા આસ્ટ્રેલિઆની વચ્ચે હિંદી મહા સાગર છે. એનો વિસ્તાર આટ્લાન્ટિક મહા સાગરથી અર્ધો છે.

પૃથ્વીના ઉત્તર ભાગમાં જે દરિયો છે, તેને ઉત્તર મહા સાગર અને દક્ષિણમાં જે દરિયો છે, તેને દક્ષિણ મહા સાગર કહે છે. એ બંનેમાં ઘણે ઠેકાણે બારે માસ બરફ રહે છે.

---

## पाठ १११. अमेरिकाना इन्डिअन लोक.–भाग १.



અમેરિકા ખંડના અસલના રહેવાસી કંઈ સારી અવસ્થામાં નથી, તે જંગલી છે, તો પણ તેમાંના કેટલાએક યૂરોપના લોકની સંગતથી જરા સુધર્યા છે અને ખ્રિસ્તી થયા છે, તેમની કેટલીક રીત ભાત તરેહવાર છે,

કોલમ્બસ વહાણવટીએ આ દેશ ઈ. સ. ૧૪૯૨ માં શોધી કાઢયો. તે હિંદુસ્તાનનો ટૂંકો રસ્તો શોધવા નીકળ્યો હતો તેથી આ દેશ જડયો ત્યારે એને હિંદુસ્તાન જાણી એનું 'ઈન્ડીઝ' એવું નામ પાડયું અને એ દેશના રહેવાસીને 'ઇન્ડિઅન' કહ્યા. પણ પાછળથી એ વાત ખોટી જણાવાથી એ નવા દેશનાં રહેનારાઓ 'વેસ્ટ ઈન્ડિઅન' એટલે પશ્ચિમ તરફના ઇન્ડિઅન કહેવાયા અને આપણા દેશના લોકને 'ઇસ્ટ ઇન્ડિઅન' એટલે પૂર્વ તરફના ઇન્ડિઅન એવું નામ આપ્યું.

તેમની ભાષા જુદી તેથી કોઈ અંગ્રેજ કે બીજા સાથે બોલવું કે કાંઈ કહેવું હોય, ત્યારે તેઓ ઈશારતથી સમજાવે છે. ત્યાં ફરનાર એક મુસાફર એવું લખી ગયો છે કે એક વાર એક બાયડી મારી પાસે લૂગડાં ધોવાનું કૂંડું લેવા આવી. પહેલાં તો તેનું બોલવું હું સમજયો નહિ, તેથી તે થોડી વાર ઊભી રહી, ને પછી પોતાની કામળીનો છેડો લઈને બે હાથે મસળવા લાગી, અને સાબુ પાસે પડેલો હતો તે બતાવ્યો. પછી હસી પડીને મારા કૂંડા ભણી આંગળી કરી. વળી બે આંગળાં ઊભાં કર્યાં, તે પરથી મેં જાણ્યું કે એને બે દહાડા કૂંડું જોઈએ છે. એ લોક જે જણસ માગી જાય છે તે બરાબર વાયદા સર પાછી આપી જાય છે. વાયદો ચૂકતા નથી. પણ એમની એક ટેવ ખોટી છે કે, કંઈ કામ કરવાનું હોય કે જણસ બનાવવાની હોય તો કહેશે કે અબ ઘડી કરી નાંખીશું. પણ જેમ આ દેશમાં "સુઈની સાંઝ, ને મોચીનું વહાણું" એનો પાર આવે નહિ, તેમ એ લોકની 'અબ ઘડી'નો પાર આવે નહિ.

એ ઈન્ડિયન લોક રવિવાર બહુ પાળે છે; એ દહાડે શિકાર કરવા કે બીજો કંઈ ધંધો કરવા જતા નથી. પણ રાતે ઘણા મધુર રાગથી ભજન ગાય છે, એક મુસાફર પોતાના ગ્રંથમાં લખે

છે કે એક વાર અમે બેઠા બેઠા ચા પીતા હતા એટલે એક બાયડી કમાડ ઉઘાડીને માંહે આવી, અને અમારો જરા આવકાર જોઈને પોતીકા છોકરાને ભોંય પર મૂકી ચારે મેર રાજી થઈને જોવા મંડી. અમે તેને અમારી પાસે બેસાડીને ચાને રોટલી ખાવા આપ્યાં, તેથી તેને બહુ સારૂં લાગ્યું ને પોતાના છોકરાને ખોળામાં લઈને પેલી ચા પાઈ. પોતે પણ જરા રોટલી ખાધી, ને ચા પીધી પછી પોતાના લૂગડાનો ઘૂમટો તાણી પ્રાર્થના કરતી હોય, તેમ માથું નીચું નમાવ્યું. એ પ્રમાણે કેટલીક વાર રહી પરમેશ્વરનું ભજન ખરા દિલથી કરીને અમારો પાડ માન્યો, અને છોકરાને ખાંધે નાંખી ચાલી ગઈ.

---

## पाठ ११२. अमेरिकाना इन्डिअन लोक.–भाग २.

એ લોકને કોઈવાર લાંબી મુસાફરી કરવી પડે છે, ત્યારે છોકરાંને ઊભા કંડીઆમાં ઘાલે છે, અને તે કંડીઆ પોતાના ગળાં જોડે ચામડાની દોરી વતે બાંધી લે છે. તે કંડીઆમાં પારણા જેવું ચોકઠું હોય છે, તેમાં બાળકને સૂવાડીને ચામડાના પટાં વતી બાંધી લે છે. એ ચામડાના પટામાં નકશી કામ ઘણું હોય છે.

એ પારણું બાયડી પોતાની પીઠ પર એવી રીતે લે છે કે છોકરાંનો બરડો તેના વાંસા પર રહે, અને મ્હોં બહાર ખુલ્લું રહે. વળી એ મજબૂત રહે ને પડી ન જાય, માટે ફરતું એક લૂગડું બાંધી લે છે.

એ બાયડી ઘરમાં પેસે એટલે પહેલાં તે પારણું ઉતારીને ભીંત, ખુરશી, કે પેટી જોડે અઢિંગીને મૂકે છે. એ લોકને પોતાનાં છોકરાં ઘણાં વહાલાં હોય છે. એમનો સ્વભાવ બહુ માયાળુ અને સારો હોય છે.

એ બાયડીઓ ઝાડની છાલના કંડીઆ ઘણા સુંદર બનાવે છે, અને જ્યારે ભાત ભાતના રંગનાં પીછાં અંદર ઘાલીને ગુંથે છે ત્યારે તે કંડીઆ બહુ શોભે છે. વળી એ લોક છાલનાં એવાં તો સારાં મજબૂત અને ટકાઉ વાસણ બનાવે છે કે તેમાં દૂધ, કઢી, પાણી, કે બીજી ગમે તેવી નરમ વસ્તુ હોય તે રહે. કેટલાંએક ટોપલા ટોપલીઓ તો કંઈ જણસ ભરી મૂકવાને કામ આવે એવાં જ થાય છે. એમને ઘણી તરેહના રંગ પણ માલમ છે, કેમકે ટોપલીઓ, સિસોળીઆં, અને એવાં એવાં બીજાં ઘણાં સારી રીતે રંગે છે.

વેચવા સાટવાના કામમાં એ ઘણા પક્કા અને ચાપા ચીપીઆ હોય છે. કહેલો ભાવ કે ધારેલો માલ લે ત્યારે જ રહે. તેમાં ભાયડાં કરતાં બૈરાં તો બહુ જ ખંધાં હોય છે. જો તેમણે કંઈ વસ્તુ લેવા ધારી હોય, તો તે જેની પાસે હોય, તેને ત્યાં રોજ ફેરા ખાય, અને લે ત્યારે છોડે. એક મુસાફર લખે છે કે એક વખત એક બાયડીએ અમારી પાસે છીંટનો ઘાઘરો દીઠો, તે પર તેનું મન લલચાયું. તે રોજ આવીને પૂછ્યા કરે કે આ આપવાનો છે? અમે તેને બહુ એ ના કહીએ, તો પણ તે માને નહિ. એક દહાડો તો તે ગામની સઘળી બાયડીઓ વારા ફરતી તે ઘાઘરો જોવાને આવી, અને તે લેવાનું મન બતાવવા લાગી. પણ જ્યારે અમે કહ્યું કે જાઓ જાઓ, એ વેચવાનો નથી, ત્યારે દિલગીર થઈને ચાલી ગઈ.

---

## પાઠ ૧૧૩. ખૂંધી છોડી.—ભાગ ૧.

બેડોળ બેઢંગું શામિલ બહાવરૂં

સૂરતની પાસે ઊધના નામે ગામ છે ત્યાં અમરત કરીને એક નાની છ વરસની છોડી રહેતી હતી. એ ઘણી ડાહી અને હસમુખી હતી. તેથી આખું ગામ તેને બોલાવતું, ને

રમાડતું. એક દહાડો તે પોતાના ઊમરામાં ઊભી હતી, ને તેના ભાઈ તથા શેરીનાં બીજાં છોકરાં આંગણે રમતાં હતાં. રમવામાં ખૂબ ચિત્ત લાગ્યું હતું, તેવામાં જીવલી કરીને એક મોટી ખુંધ વાળી ને ખોડી છોડી આવતી તેમણે દીઠી. એ છોડીને અમરતે કોઈ દહાડો જોઈ નહોતી. મોટી ખુંધને લીધે એ છોડી બેડોળ દેખાતી હતી, અને પગે એટલી લંગડી હતી કે લાકડી ટેકયા વિના ચલાતું નહિ. એનું મો પાતળું ને ઉતરી ગયલું હતું, ને ઉદાસી દેખાતું હતું; પણ તેની આંખો મોટી ને ચળકતી હતી. તે ઘણી ઠીંગણી હતી. એવું બેઢંગું રૂપ જોઇને સૌને ઘણું હસવું આવ્યું. રમત મૂકી સૌ છોકરાં ખુંધી, ખુંધી, એમ બોલતાં બોલતાં તેની કેડે પડયાં. મોઢે બોલી ખિજવવા મંડયાં એટલું જ નહિ, પણ ખભાં ચડાવીને તથા ખોડંગતાં ખોડંગતાં ચાલી તેના ચાળા પાડવા લાગ્યાં; અમરત પણ તેમાં શામિલ થઇ. પેલી બાપડી છોડી બહુ જ બહાવરી થઈ ગઈ. થોડી વાર સુધી હૈયું કઠણ રાખીને ચાલી ગઈ, પણ પછી તો છોકરાં છેક લગભગ આવ્યાં, ત્યારે તે બિચારી બેશી ગઈ. કોઈ કોઈ છોકરાં તો કાંકરા મારવા મંડ્યાં. જીવલીની આંખમાંથી દડ દડ આંસુ પડ્યાં, ને મોઢે બોલાયું નહિ. એટલામાં તે ગામમાં એક ઘરડો બાવો રહેતો હતો, તે આવી ચડયો. તેણે મોટી બૂમ પાડી કહ્યું કે, ઉભાં રહો લુચ્ચાંઓ, એ ગરીબડીને કેમ ચીડવો છો? જો, બાપડી પોતાના દુઃખમાં તો મરી રહેલી છે, ને તમે વળી પજવો છો? લાજ નથી આવતી? એની તમારે દયા આણવી જોઈએ કે એને સામી ખિજવવી ઘટે છે? એમ કહીને અમરતની સામું જોયું. અમરત ઠિંગ થઈ ગઈ, ને શરમાઈ જઇને નીચું જોયું.

---

## પાઠ ૧૧૪. ખૂંધી છોડી.—ભાગ ૨.



બાવાની મોટી ધોળી દાઢી, ને લાંબી જટા, તથા મોટા ડોળા, ને હાથમાં જાડી ડાંગ જોઈ, તથા એનો મોટો ઘાંટો સાંભળી છોકરાં થરથરી ગયાં, ને છાનાંમાનાં નાશી ગયાં. તે જીવલીને સારી પેઠે ઓળખતો હુતો, તેથી તેણે તને કહ્યું, આવ બેટા, હીંડ, તને તારી મા કને મેલી આવું. એમ કહીને તના આંસુ લોહી નાંખી ધીમી પાડી પોતાની જોડે તેડી ગયો.

થોડા દહાડા ગયા પછી અમરત બીજી છોડીઓની સાથે ગામથી વેગળે ઝાડીમાં રમવા ગઈ. સૌ છોઢીઓ રમતી હુતી, તેથી અરમત એક બે ખેતરવા આગળ ગઇ, ને ત્યાં નવાં નવાં ઝાડ હુતાં, ને તે પર પક્ષી બેઠાં હુતાં તે જોવામાં પડી, એવામાં એની બેનપણીઓ ગામ ભણી પાછી વળી, તેની એને સરત રહી નહિ. કેટલીએક વાર પાછું ફરીને જોયું, તો ત્યાં કોઈ મળે નહિ. બહુ બૂમો પાડી, પણ કોઈ

એ જવાબ દીધો નહિ. ત્યારે તેમને શોધવા મંડી, ને ઘણું ફરી પણ કોઇ જડયું નહિ. એ ઝાડીમાં તે આગળ કોઇ ફેરે ગઈ નહોતી, ને એટલે છેટે નીકળી ગઇ કે આડી અવળી બહુ ભટકી, પણ ઘેર જવાનો માર્ગ જ સૂઝયો નહિ. પગમાં ઘણા કાંટા ભાંગ્યા, ઓઢણી ચણીઓ ઝાડમાં ભરાઈ ભરાઈને ફાટ્યાં, ને દીલે બહુ ઉઝરડા પડ્યા. તેથી એક ઝાડ તળે બેશીને રોવા મંડી, પણ રડે કાંઈ દહાડો વળે એવું નહોતું, માટે ત્યાંથી ઉઠીને ચાલી. ચાલતાં ચાલતાં પગ થાકી ગયા, દીલે પરસેવાના રેલા ચાલ્યા, ને તરશે ગળું સૂકાઈ ગયું. અંતે ઘુંટણપૂર ધુળવાળો *ચીલો આવ્યો; પણ કઈ દિશાએ જવાથી ગામ આવશે, તેની એને ખબર નહોતી. આશારે આશારે ચાલી, પણ કાંઈ પાર આવે એવું જણાયું નહિ, ને સાંજ પડવા આવી. બિચારી રોતી જાય ને હીંડતી જાય. એમ કરતાં ઘણી વારે એક ઝુંપડી આવી.

---

## પાઠ ૧૧૯. ખૂંધી છોડી.—ભાગ ૩.

### દિલાસો સરભરા લોથ

એ ઝુંપડી નાની ને નીચી હતી, પણ તે ચોકખી હતી, પછાડી એક સુંદર વાડી હતી, તેમાં ભાત ભાતનાં ફૂલ ને વેલા શોભી રહ્યા હતા. અમરતને એ જોઇ જરા હિંમત આવી. ઝુંપડીના બારણામાં એક છોડી બેઠી બેઠી ચણીઓ શીવતી હતી. એને જોઈને અમરતના પેટમાં તો ફાળ પડી કેમકે એ પેલી ખુંધ વાળી જીવલી હતી. અમરતે જાણ્યું કે મેં એને તે દહાડે ખીજવી હતી ને દુઃખ દીધું હતું માટે આજે એ મને કોણ જાણે શું કરશે. એટલી બધી થાકી ગઈ હતી, તો પણ તેણે નાસવાનું મન કર્યું, પણ પગમાં નાસવાની

---

* ચીલો એટલે ધરેટ.

હાથ રહી નહોતી, માટે અકળાઈને રોઈ પડી. એનો ઘાંટો સાંભળીને જીવલીએ તેની ભણી જોયું. હાથમાંનું કામ મૂકી દોડી આવીને કહ્યું, આવ બેન આવ, તું કોણ છે અને કેમ રડે છે? અમરત ઘણી બીધી, પણ જીવલીએ દિલાસો દઈ છાની રાખી. જીવલીનાં મીઠાં વચન સાંભળીને તથા તેની સરભરા જોઈને અમરતની બીક મટી ગઈ, ને તેણે પોતાના પર વીતેલી દુઃખની વાત કહી. તે સાંભળી જીવલીને ઘણી દયા આવી. અમરતે કહ્યું, મને મારે ઘેર મેલી આવ, મારી મા વાટ જોતી હશે, હું મોડી જઈશ તો તે મને વઢશે. જીવલીએ કહ્યું, હીંડ, મારે ઘેર તને તેડી જાઉં, તુ જરા થાક ખા, પછી જજે; હમણા તારાથી હીંડાશે નહિ. એમ કહી તેને ઝુંપડીમાં તેડી ગઈ, ત્યાં એક ઘરડી ડોશી બેઠી હતી તેના તરફ આંગળી કરી કહ્યું, આ મારી મા છે. પછી માના તરફ જોઇ બોલી, મા, આ બાપડી છોડી ભૂલી પડી છે, હું એને ઘેર મેલી આવું? પણ એ થાકીને લોથ થઈ ગઇ છે, ને બહુ ભૂખી થઈ છે. તેની માએ કહ્યું, પેલા ધાણી ચણા છે તે એને આપ, ને ચોકખું પાણી લોટામાં ભરી આપ. જીવલીએ માના કહ્યા પ્રમાણે કર્યું.

---

## પાઠ ૧૧૬. ખુંધી છોડી.—ભાગ ૪.

અમરતે ધાણી ચણા ખાધા, પાણી પીધું, ને જરા વિસામો લીધો. પછી જીવલી ને તે બેઉ ગામ ભણી ચાલ્યાં. રસ્તામાં વાતો કરતાં કરતાં હીંડયાં. અમરતે કહ્યું, બેન, તું બહુ ભલી છે. મેં તો તને બહુ ખીજવી, ને દુઃખ દીધું હતું, પણ તે સઘળું વિસરી જઈને તે મને આજ ઉગારી. જો તું મારા જેવી થઇ હોત, તો હું આજ જીવત નહિ. જીવલી બોલી, બા, એમાં મેં કંઇ મોટું કામ કર્યું નથી, આપણે માણસ માણસને સંકટને

સમે સહાય ન કરીએ, તો આપણું જીવ્યું શા કામનું? આપણે એક એકને કામ ન આવીએ, તો પછી પરમેશ્વર આપણું ભલું કેમ કરે? તું બાળક માટે મને ખિજવતી હતી, પણ સમજણી થઈશ, ત્યારે જાણીશ કે એમ કરવું એ ખોટું છે. વળી તેં મને પજવી, માટે તે સંભારી હમેશાં તારા પર ખાર રાખું એ પણ ખોટું. આપણાથી રોજ ઈશ્વરનો અપરાધ થાય છે, તે સંભારી પ્રભુ કોપ કરે, તો આપણાથી એક ઘડી પણ જીવાય નહિ. આપણે જેમ તેની પાસે માગીએ છીએ કે, ઓ પરમેશ્વર, અમારા અપરાધ માફ કર, તેમ આપણને પણ બીજાના ગુનાહ માફ કરવા ઘટે છે. પછી પોતાના મંદવાડમાં ખુંધ કેમ નીકળી, ને તે ખોડી કેમ થઈ, તે બધી વાત જીવલીએ કહી. એ સાંભળી અમરતને બહુ દયા આવી. ઘર દેખાવા માંડ્યું ત્યારે અમરતે કહ્યું, જીવલી બા, તું હવે જા. પેલું મારૂં ઘર આવ્યું; હું અહીંથી તો એકલી જઈશ. માફ કરજે, બેન, મેં તને બહુ દોહિલી કરી છે. જીવલી બોલી, વાહ વાહ! બેન, એમ શું બોલે છે? એમાં શાની મહેનત? એમ કહી ત્યાંથી પાછી વળી પોતાને ઘેર ગઈ.

---

## पाठ ११७. पृथ्वीनो आकार.—भाग १.

## ક્ષિતિજ.

એક સરખું મેદાન હોય તેમાં વચ્ચે એક ટેકરી હોય, તે ઉપર ઉભા રહીને ચો તરફ લાંબી નજરે જોઈએ તો વેગળે ભોંય ને ગગન મળી ગયલું દેખાય છે, ને એ જગા મળે ત્યાં જે લીટી થાય છે, તે ચારે તરફ કુંડાળા જેવી દેખાય છે. એને ક્ષિતિજ કહે છે. ઊંચે ઠેકાણે ઊભા રહીને જોઈએ તો સર્વે પ્રાંતમાં ને સર્વે મુલકમાં એ દેખાય છે. એમ દેખાવાનું શું કારણ? વિચાર કરતાં માલમ પડે છે જે, પૃથ્વી ગોળ દડા

જેવી છે, તથી એવું દેખાય છે. એ વાત અસલના વખતથી તે આજ લગણુ ઘણુાક લોકના જાણ્યામાં નથી, કેમકે એક જ ઊચે ઠેકાણેથી જોતાં પૃથ્વી થોડી દેખાય છે, તેથી વાડકાના તળીઆ જેવી ઉપસેલી નથી દેખાતી, અને જે દેખાયં છે તે થોડી છે, માટે ચપટી દેખાય છે. પણુ સારા વિદ્વાન જોશી સારી પેઠે જાણે છે જે પૃથ્વી દડા જેવી ઉપર નીચે બધેથી ગોળ છે.

મોટા મેદાનમાં બે માણુસ ઘણે છેટે હોય છે ને તે એક એકની સામા ચાલતા હોય તો દૂરબીનમાંથી જોતાં અકેકને બીજાની પાઘડી પહેલી દેખાશે, પછી મોં દેખાશે, પછી છાતી ને છેલ્લે કમર ને ઘુંટણુ દેખાશે. જો તે પાછા વખૂટા પડશે ને તેમનામાં છેટું વધતું જશે, તો પહેલા પગ દેખાતા રહી જશે, પછી ઘુંટણુ નહિ દેખાય, ત્યાર કેડે છાતી ને માથું નહિ દેખાય. ડુંગર ઉપર એક માણુસ ઊભો રહીને મેદાનમાં પોતાની ભણી આવનારા બીજા માણુસને જોયાં કરે તો એ જ રીતે દેખાશે. વળી કોઈ ટેકરો કે ડુંગરો ઢાલના જેવો ઊપસેલો હોય, તેને વચમાં રાખીને સામ સામા બે માણુસ ચાલે, તો તેઓ એકેકનું પહેલું માથું, પછી ગળું, ને બીજાં અંગ એક પછી એક દેખશે.

---

## પાઠ ૧૧૮. પૃથ્વીનો આકાર.—ભાગ ૨.



દરિયા કાંઠે કોઈ વહાણુ આવતું હોય, તે જો કોઈ કાંઠે ઊભેલો માણુસ જુએ તો પહેલાં તેને વહાણુના સઢની ટોચ

દેખાશે, પછી સઢનો વચલો ગાળો અને છેલ્લે વહાણનું ખોખું નજરે પડશે. તેમ જ જો તે વહાણ કાંઠેથી દૂર જતું હોય તો, પહેલાં તેનો નીચેનો ભાગ નહિ દેખાય, પછી સઢ અને છેલ્લે સઢની ટોચ નહિ દેખાય. એ સર્વ દાખલાથી વિચાર કરતાં માલમ પડે છે જે વચમાં પૃથ્વીનો ઉપસેલો ભાગ આડો આવે છે, તેથી હરેક ચીજનું નીચેનું અંગ તે વડે ઢંકાઈ જાય છે, અને જે ઉપલું ઢંકાયા વિનાનું હોય છે તેટલું માત્ર નજરે પડે છે. એવું ઉપસેલું પાસું પૃથ્વી ઉપર સઘળે ઠેકાણે દીઠામાં આવે છે, માટે પૃથ્વી ગોળ છે એવો નિશ્ચય થાય છે. એ નિશ્ચય સાચો પડે છે, કેમકે જે વહાણ એક દિશા પકડીને જાય છે તે પાછું ઉલટી દિશાએ વળ્યા વિના જ્યાંથી નીકળ્યું હોય ત્યાં આવીને ઉભું રહે છે. સૂરજ, ચંદ્ર ગોળ દેખાય છે, તે ઉપરથી પણ કદી અટકળ બાંધીએ તો, બંધાય જે જ્યારે એ ગોળ છે, ત્યારે પૃથ્વી શા માટે ગોળ ન હોય ?

હવે આ રીતે વિચાર કરતાં પૃથ્વી ગોળ છે એવું નક્કી થાય છે, ત્યારે આપણે જ્યાં હોઈએ તેની સામે બીજે પાસે પાણી કે પૃથ્વી હોય જ, ને પૃથ્વી હોય તો ત્યાં વસ્તી પણ હોય, ને તેમના પગ આપણા પગ ભણી રહેલા જોઇએ, એમાં કશો સંદેહ નહિ. આવી વાત પહેલ વહેલી જાણ્યામાં આવે, ત્યારે અચંબા જેવી ભાસે, ને એમ લાગે જે સામેના લોકનાં માથાં નીચે લટકતાં રહેતાં હશે; પણ એમ ન સમજવું. ખરૂ જોતાં સર્વ દેશમાં રહેનારાના પગ પૃથ્વીના મધ્ય ભણી રહે છે. ગગન બધી મેર પૃથ્વીને ફરતું રહેલું છે, ને તેમાં જ્યાં જોઈએ ત્યાં તારા ભરેલા છે.

## पाठ ११९. संप विषे.

गोझार पेहरण अतुल अबळ सबळ जूथ

### दोहरा.

सृष्टि समे सौ मानवी, वसतां वन मोझार;
डरतां एक बीजा थकी, [1]नोतो संप लगार. १
पेरणे[2] छालो पांदडां, खावा वन फळ फूल;
वनमां वर्शाने वेठतां, देहे दुःख अतुल. २
पछी आपी परमेश्वरे, संप तणी मति सार;
एक बीजानी सहाय्यथी, बन्यां भलां घरबार. ३
जेम सुसंप वध्यो घणो, अडचण भागी एम;
बांध्या बंदोबस्त बहु जन दुखी थाय न जेम. ४
अबळ सबळ सौ सुखी थया, दुःख थयां सौ दूर;
ते कारण सौ संपनुं, जाणो तमे जरूर.. ५
सुख सघळां छे संपमां, संप नहि त्यां शोक;
संपे संपति[3] सांपडे, लाज वखाणे लोक. ६
तरत तोडवा तांतणो, हिंमत सौनी होय;
जूथ मळे जाडुं थतां, कापी न शके कोय. ७
करीए संप कुटुंबमां, शत्रुथी शुं थाय ?
झाड टके छे झुंडमां, एकल ऊडी जाय. ८

---

१ नहोतो. २ पहेरण. ३ संपत्ति.

छेदे भेदे छोकरां, पथरा जे निज पास;
करीए तेनो कोट तो, तस्करनो नहि त्रास. ९

धुवे धकावे धुळने, उपजे मेह उठाव;
प्रौढी रचीए पाळ तो, तेनुं बने तळाव. १०

तेम मळीने मानवी, संप करो सौ ठाम;
भागे मळतां भोगवो, दुख सुख दलपतराम. ११

## पाठ १२०. चोक्खो वेहेवार.—भाग १.

### કાવતરૂં દામ

ખરીદ કરવામાં તથા વેચવામાં, અને બીજા સર્વ જાતના ધંધામાં કોઇ પણ પ્રકારે આપણે એક બીજા સાથે કાવતરૂં કરવું નહિ, અથવા, એકેકને છેતરવા નહિ.

વેપારીઓ કાટલાં વાપરતા હોય, તે તોલમાં રતીભાર પણ ઓછાં ન જોઈએ, અને માપ વાપરતા હોય તેમાં એક ચોખા પૂર પણ કસર* રાખવી નહિ. કહેવત છે કે, मूलमां साटुं पण तोलमां साटुं नहि. માલની જે ખરી જાત તે છાની રાખવી નહિ; સારો, નરસો, જેવો હોય તેવો કહેવો; અને તે પ્રમાણે જ તેની કિંમત લેવી, તે કરતાં કાંઈ વત્તું ઓછું લેવું નહિ.

તેમ જ ઘરાકને એમ માલમ પડે કે વેચનાર ભૂલથી ઘણું આપે છે, અથવા જેને માટે શરત કીધી હતી, તેના કરતાં સારી જણસ આપે છે, તો તેણે પણ તે વાત તે વેચનારને જણાવવી. જો સામાન ઘેર આવ્યા પછી તોલમાં તેની ચૂક માલમ પડે તો, જેટલું વધારે આવ્યું હોય તેટલું પાછું મોકલવું અથવા તેના દામ આપવા.

કેટલાએક લોક એમ જાણે છે કે ધંધામાં કોઇને છેતરવું એમાં પાપ નથી; કહે છે કે, પેટ સૌને લાગ્યું છે. પણ એ ઊંધી સમજણ જાણવી. દુકાનદાર એમ સમજે છે કે, માલની જાત તથા તોલ વગેરે શરત પ્રમાણે છે કે નહિ, એવી એવી વાતો નક્કી કરવાનું કામ ઘરાકનું છે મારે કાંઈ કહેવાની ગરજ નથી; મારે તો જેમ છેતરાય તેમ છેતરવું, ને ઘરાક છેતરાય તો એની ભૂલ, એમાં મારે શું ?

## पाठ १२१. चोकखो वहेवार.—भाग २.

એવી રીતે છેતરવાનું કામ વાજબી એટલા ઉપરથી ગણે છે કે જો કદી હું ન છેતરૂં, તો બીજો સામો ધણી એનું ચાલે તેટલું કરીને મને છેતરે ખરો કે નહિ? આવું સમજીને કોઇને છેતરવું, એ ભલા આદમીનું કામ નથી. એવું કરવાથી પાપ પણ ઘણું લાગે છે, ને લોકોમાં એનો ભરોસો ઊઠી જાય છે. ઉપર કહી એવી સમજણવાળા દુકાનદારે એવું વિચારવું ઘટે છે કે કાંઈ બધાં એ ઘરાક છેતરે એવાં આવતાં નથી. એવું હોય તો દુનિયા ચાલે નહિ. એમ કરતાં કોઈ લુચ્ચું ઘરાક મળ્યું, ને આપણે છેતરાયા તો એમ મન વાળવું કે બલા ગઈ. અજાણતાં કોઈનું ગેરવાજબી આવ્યું હશે, તે એ બહાને ગયું એવો સંતોષ રાખવો. પણ એવાં કોઇ એક બે લુચ્ચાં ઘરાક મળે, તેની બીકથી બીજાં બધાં ઘરાકને છેતરવાં, એમાં કાંઈ ડહાપણ કે પ્રમાણિકપણું ન કહેવાય. છેતરી છેતરીને કોઈ ન્યાલ થતો નથી, ને કોઈ થયો હોય તો, ચાર દહાડાનું ચાંદરણું. અધર્મનો પૈસો કદી સુખે ભોગવાય નહિ. કદી સરકારથી ઊઘાડો દંડ ન થાય, તો એ શું થયું ? લોકમાં વક્કર ઘટવાથી તેની ઘારકી તૂટી જાય છે. તો એ દંડ થોડો છે? એથી તે બચ્યો તો દેવના દંડથી તે છૂટવાનો નથી, માટે

લોકમાં કહેવત છે તે ખરી છે કે, अंते धर्मे जे अने पापे खे. જે વેપારી કે દુકાનદાર લુચ્ચાઇ કરે, ને ઘરાકને છેતરે, તેની પાસેથી કોઇએ કાંઇ વેચાતું લેવું નહિ. તેનાં ઘરાક હોય તેમણે પણ તેને છોડી દેવો, અને ભલા માણસને ત્યાંથી સોદો લેવો.

## पाठ १२२. बोल्युं पाळवा विषे.

वीर लबाडी सत्यवादी

भुजंगी छंद.

विना टेकवाळा बहु बोलॅ वाळे,
पछी आपनो बोल एके न पाळे;
तमे टेव तेवी न राखो नठारी,
पळे तेटला बोल बोलो विचारी. १

पूॅरो बोल पाळे वधे तोल तेनो,
घटे तोल जूठो पडे बोल जेनो;
न राखे भरोसो नरो कोॅई नारी,
पळे तेटला बोल बोलो विचारी. २

नहि वेण जाशो भले जाय नाणुं,
अरे हुं न एनो कशो शोक आणूं;
धरो टेक एवी डरे धीर धारी,
पळे तेटला बोल बोलो विचारी. ३

सुण्या शूर वीरो घणा सत्यवादी,
मुआ वेणमां रीत एवी अनादी;

धधी लाज आ लोकमां लाभकारी,
पळे तेटला बोल बोलो विचारी. ४

कहे ते करे मानवी एज मोटो,
खुए वेण ते तो खरो खूब खोटो;
अरे नांखशे मान ए तो उतारी,
पळे तेटला बोल बोलो विचारी. ५

भसे ते नहि कूतरो चर्ण काटे,
लबाडी लहे उपमा ए ज साटे;
बके ए ज [1]लज्जा जवा जोग वारी,
पळे तेटला बोल बोलो विचारी. ६

सरे सुख के ऊपजे दुःख अंगे,
रहो रात [2]दाडो कहो ए ज रंगे;
भला लोकमां पामशो लाभ भारी,
पळे तेटला बोल बोलो विचारी. ७

सुतां ऊठतां बेसतां वात साची,
कहो वेण मोटुं नहि शक्ति काची;
ठरी बेसशो ए थकी ऊंच ठामे,
रच्या छे रुडा छंद दलपत्तरामे. ८

१ लाज, २ दहाडो.

## પાઠ ૧૨૬. લાલચ.

જગો ને રણછોડ કરીને બે છોકરા બીજે ગામ જતા હતા. તે વેળા કેરીના દહાડા હતા તેથી રસ્તામાં આંબા કેરીથી ઝૂમી ગયા હતા. એક આંબા પર મોટી મોટી શાખો હતી, તે જોઈ રણછોડની દાઢ સળકી, તેથી તે બોલ્યો, અલ્યા જગા, જો આ સાખીઆં કેવાં સારા જણાય છે! એ બહુ મીઠાં, ને મઝાનાં હશે. એનો કોઇ ધણી અહીં જણાતો નથી; હીંડ, બે ચાર તોડી નાશી જઇએ. જગે કહ્યું, એમ કેમ થાય? એ આંબો આપણો નથી, આપણે શું ચોર છીએ? રણછોડ બોલ્યો, એમાં ચોર શેના? આટલી બધીમાંથી બે ચાર ઓછી થઇ તો કોણ જાણવાનું છે? એ બધી એનો ધણી કયે દહાડે ગણવા બેઠો છે?

જગાએ કહ્યું, એ ગમે તેટલી છે ને અહીં કોઈ નથી, તો પણ આપણાથી લેવાય નહી; લઇએ તો ચોર થઈએ. એ કામ ખોટું, માટે કરવું નહિ. વળી બીજું કારણ કહું. એક દહાડો મારા ઘર આગળથી એક ચોરને સિપાઈ લઈ જતા હતા, ત્યારે મેં મારા બાપાને પૂછ્યું કે, એને કેમ પકડી લઈ જાય છે? તેમણે કહ્યું, એણે મોટી ચોરી કરી છે. પછી તેમણે તે ચોરની વાત કહી કે, એ ચોર નાનો હતો ત્યારે ખાવાનું કે પાઈ પૈસો ચોરતો, પછી ધીમે ધીમે વધારે ચોરતાં શીખ્યો, ને હવે મોટી ચોરી કરે છે. એક બે કેરીમાં તો કાંઈ વિસાત નથી, પણ તે એ લેવી પાપ છે, માટે લઈશ મા. બીજું કોઈ માણસ અહીં નથી, તો પણ પરમેશ્વર છે, ને તે જુએ છે. એ સાંભળી રણછોડ પાછો ફર્યો, ને વિચારમાં પડયો. પીળાં રેચક સાંખીઆં દેખી લલચાયો તો ખરો, પણ જગાની શીખામણ સાંભળીને તરત બોલ્યો, ખરૂં જગા, હું ભૂલ્યો. એમ કહી બેઉ આગળ ચાલ્યા. આંબાના ધણીએ સંતાઇ ને

છાનામાના એ બધી વાત સાંભળી. તે છોકરા જવા લાગ્યા કે તેમને પાછા બોલાવી જગાના હાથમાં બે મોટાં પાકાં સાખીઆં મૂક્યાં. જગાએ ઘણીએ ના કહી, પણ પેલાએ બોસ કરીને આપ્યાં. રણછોડને બહુ શરમ લાગી ને પસ્તાયો. નીચેથી ઊંચું ન જોવાય, તો આંબાવાળાની સામે તો ક્યાંથી જ જોવાય; પણ જગો ઘણા મોટા મનનો હતો, ને એકલ પેટો નહોતો, તેથી એક કેરી તેણે રણછોડને આપી.

---

## पाठ १२४. क्षमा.—भाग १.

ઘોઘા બંદરની પાસે પાલ નામે ગામ છે. એ ગામમાં રાજારામ કરીને એક છોકરો હતો. એનામાં મોટો ગુણ એ હતો કે એ કોઈના ઉપર ખાર રાખતો નહિ; ને વેર વાળતો નહિ; કોઈ ગમે એટલું એનું માઠું કરે, તો પણ તેનું સામું માઠું કરે નહિ; સઘળાને ક્ષમા કરવી, ને તેમનો વાંક મનમા રાખવો નહિ. એણે એવી રીત રાખી હતી, તેથી ગામમાં કોઈ જોડે એને લડાઈ કે અણબનાવ નહોતો. એવા સાલસ સ્વભાવના છોકરા સૌને બહુ ગમે છે, તેથી એ બધા ગામને વહાલો હતો.

વખતે કોઈ નઠારો છોકરો એના પર જીભ કે હાથ ચલાવે; પણ એ સામો થાય નહિ, એટલે ઘણું કરીને તે પોતાની મેળે જ વીલો પડી પસ્તાય. તેથી રાજારામને લાગ્યું કે માફ કરવું અને અદાવત ન રાખવી એથી કાંઈ નુકસાન થતું નથી.

એક દહાડો કેટલાએક છોકરા ગાળાગાળી લડી રાજારામ કને ન્યાય કરાવવા આવ્યા. એમનો ટંટો પતાવી ભૂંડું ન બોલવું ને ગાળો ન દેવી એ વિષે તે શીખામણ દેતો હતો, એવામાં મોરાર નામે તે જ ગામનો એક છોકરો

આવ્યો. એ બાપડો બહુ જ કમનસીબ હતો. એનાં મા બાપ મરી ગયાં હતાં, ને એ બિચારો નિર્ધન હતો. એને એક કાકો હતો, તે એને પોતાને ઘેર રાખતો. એ કાકો ઘણો જ નીચ અને નિર્દય હતો. તે એને બહુ મારતો ને ગાળો દેતો. મોરાર પોતાના કાકાની સોબતથી તેના જેવી ખોટી ચાલ શીખ્યો; અમથા સમ ખાવા, ભૂંડું બોલવું, ને જીભાળી ગાળો દેવી એ શીખ્યો, તેથી આખા ગામમાં એની વાત ચાલી. રાજારામ ભૂંડું નહિ બોલવા વિષે શીખામણ દેતો હતો. તેથી મોરારે ધાર્યું કે મારા પર એ વાત કહે છે. તે પરથી ચીડીને રાજારામને, એક બે ગાળો ચોપડી બોલ્યોઃ ઠીક છે, બચ્ચા રાજારામ, તને પણ જોઈ લઈશ; તને દેખાડી ન આપું તો મારૂં નામ નહિ, એમ કહી ત્યાંથી ગયો. રાજારામે એ ધમકી ઉપર કંઈ ધ્યાન આપ્યું નહિ.

---

## पाठ १२५. क्षमा.—भाग २.

## ફેંદી નાંખવું કઢાપો

રાજારામે પોતાના ઘરની પછવાડે એક વાડી કરી હતી તેમાં શાકના વેલા ને ફૂલના છોડ વાવ્યા હતા. તે રોજ વહાણામાં ઊઠી વાડીમાં ફરતો, ખાતર પૂરતો, પાણી પાતો, અને બધી ગોઠવણ કરતો. એ વાડી પર તેને બહુ પ્રેમ હતો, ને તે એની જ કહેવાતી હતી. ઉપલી વાત બન્યા કેડે નિત્યની વેળાએ સવારમાં એક દહાડો તે ત્યાં ગયો, ને જુએ છે તો બધા વેલા ઉખેડી નાખેલા, ને ફૂલના છોડ ભોંયે લાંબા સૂતેલા દીઠા. એક મોગરાનો છોડ તેણે ઘણી મહેનતે ઉછેર્યો હતો તે ફેંદી નાંખેલો હતો. એ જોઇને રાજારામનું દિલ બહુ ખાટું થયું. એ વાડી પર એને કાંઈ કાંઈ ઉમેદ હતી, તે બધી ભંગ થઈ ગઈ. જેમ જેમ એ વાત એના

મનમાં વધારે ધોળાઇ, તેમ તેમ એને વધારે ફઢાપો* થયો. એટલામાં તેણે વાડમાં કાંઇ ખડખડાટ સાંભળ્યો, તેવો જ ઉઠીને જુએ છે, તો ત્યાંથી મોરારને હાથમાં કોદાળી સુદ્ધાં નાસતો જોયો. એ વેળા એને તેનાં વેર વાળવાનાં વચન સાંભરી આવ્યાં, તેથી એને નક્કી લાગ્યું કે એ લુચ્ચાને પકડી સજા કરવું. એવા વિચારથી એણે "પકડો, પકડો" એમ બૂમ પાડી. એનાં મા બાપ ઘેર ન હોતાં, માટે પાડોશીને તેડવા દોડયો. પણ એટલામાં બીજાનો ગુનો ક્ષમા કરવાનો નિયમ તેને યાદ આવ્યો. તેને લાગ્યું કે એ બધું મનમાંથી નીકળી જવું તો કઠણ છે, પણ માફ કરવું તો મારા હાથમાં છે. એવું વિચારી તેણે પોતાનો ક્રોધ શમાવ્યો.

## પાઠ ૧૨૬. ક્ષમા.—ભાગ ૩

## ચોળાચોળ.

આંસુ લોહી નાંખી વેલા અને છોડ પાછા જેમ તેમ કરીને રોપ્યા, અને સઘળું જેમ હતું તેમ ઠીકઠાક કર્યું. એ પૂરૂં થયા પહેલાં એની મા ત્યાં આવી ચડી. તેણે પૂછ્યું, ભાઈ, એ શું કરે છે? રાજારામે કહ્યું, કોઇ ભુંડાએ મારા વેલા ને છોડ સૌ ઉખેડી નાંખ્યા છે તે ઠીક કરૂં છું. પણ મોરારનું નામ દીધું નહિ. માએ પૂછ્યું, એ કોણે કર્યું? ત્યારે રાજારામે કહ્યું, હશે જેણે કર્યું હશે તેણે. મારી તેની ચોળાચોળ કરવી નથી, અને તેને હું મારા નિયમ પ્રમાણે જવા દઉં છું. એમ કહેતાં કહેતાં આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. તે જોઇ એની માએ ધાર્યું કે આ વખત ક્ષમા કરવી એને બહુ કઠણ પડતી હશે. તેણે એનાં બહુ

* ફઢાપો એટલે અફસોસ.

વખાણ કર્યા અને પોતાનો ધણી ઘેર આવ્યો ત્યારે રાજારામની એ બધી વાત તેને કહી. દીકરાની આવી રૂઢી ચાલ સાંભળીને તે બહુ હરખાયો. મા બાપને એટલાં બધાં મગન થતાં જોઈને, રાજારામ પણ રાજી થયો, ને મનમાં ગાંઠ વાળી કે, મારે એને નક્કી માફ કરવું. જ્યારે કોઈએ વાત સંભારે, ત્યારે કહે, એમાં કાંઈ વિસાત નથી. બીજા લોકને તો એ વાત થોડા દિવસમાં વિસારે પડી. પણ રાજારામે તે મનમાં રાખી મેલી. તેનું કારણ એ કે, એ ભૂંડા કામના બદલામાં સામું મોરારનું કાંઇ ભલું કરવું તેણે ધાર્યું હતું. મોરાર તો એનાથી મોં સંતાડીને વેગળો ને વેગળો નાસતો ફરતો હતો. તેના મનમાં બીક હતી કે એ કોણ જાણે શું કરશે. ઘણે દહાડે એક વાર ઓચિંતા બેઉ એકઠા થઈ ગયા. મોરાર એના કાકાના ટટ્ટુ પાછળ દોડતો હતો. દોડતાં દોડતાં થાકી જવા આવ્યો, પણ ટટ્ટુ હાથ આવ્યું નહિ. એટલામાં રાજારામે સામેથી આવી, ટટ્ટુની લગામ ઝાલીને તેને ઊભું રાખ્યું. એ વેળા મોરારને તેનો પાડ માનવો પડ્યો. તેણે કહ્યું, ભાઈ, આ જ તેં મને કાળના મોઢામાંથી છોડાવ્યા બરોબર કર્યું છે. એ ટટ્ટુ ન પકડાયું હોત તો, મારૂં મોત જ હતું; મારો કાકો મને મારી મારીને મરણ તોલ કરત. પછી બેઉ જોડે જોડે હીંડ્યા. રસ્તામાં મોરારે પોતાના દુઃખની વાતો કરી. તેણે કહ્યું, મારા કરતાં કૂતરાં બિલાડાંની અવસ્થા પણ સારી હશે. મારા કાકાનો સ્વભાવ એવો નઠારો છે કે, મને બીજે ત્રીજે મારીને અધ મુઓ કરે છે. મારી મા બેન સમી ગાળોનો તો પાર જ નહિ, ને પૂરૂં પેટ ભરીને ખવરાવતો પણ નથી. એમ કહેતાં કહેતાં તેની આંખમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં.

## પાઠ ૧૨૭. ક્ષમા.—ભાગ ૪.

### રહેણી ભલામણ

એ સાંભળી રાજારામને દયા આવી. તેણે કહ્યું, અલ્યા, તું કોઇને ત્યાં ચાકર રહે, તો કેમ? તારો કાકો રહેવા તો દે, નહિ વારૂ? મોરાર બોલ્યો હા. અબ ઘડી બાપજી કરી જવા દે. પોતાના ઘરમાંથી મને કાઢવાને એ તૈયાર છે, ને હું એ ચાકર રહેવાને રાજી છું. લખમીલાલ દેશાઈ મને રાખવાના હતા, પણ મને લખતાં વાંચતાં નથી આવડતું, માટે ન રાખ્યો. ત્યારે રાજારામે ઘણી જ મિઠાસથી કહ્યું, જો તારે વાંચતાં લખતાં શીખવાની ખરેખરી મરજી હોય તો હું શીખવું. આ ઊનાળાના દિવસ લાંબા છે, તેથી પાછલે પોહરે પાંચથી છ સુધી એક કલાક મારે ઘેર આવશે, તો શીખવીશ. મોરારે વિચાર્યું કે, જેનું એટલું બધું નુકસાન કર્યું, તેની કને ભણવું-એ નીચું જોવાનું તો ખરૂં. પણ તે એના કાકાથી એટલો કાયર થઇ રહ્યા હતો કે તેણે રાજારામને ત્યાં ભણવા આવવાની હા કહી. ત્યારે રાજારામે કહ્યું કે, જો ભાઈ, એક શરત કબૂલ હોય તો આવજે. તે એ કે મારે ઘેર નામ ભુંડું બોલવું નહિ, ને ખોટા સમ ખાવા નહિ. એ સાંભળી મોરારે શરમાઈને નીચું જોયું, પણ તે કબૂલ કર્યું. મોરારને બાગ બગાડવા સારૂ શિક્ષા કરાવી હોત તેના કરતાં આથી રાજારામને વધારે આનંદ થયો. બીજે દહાડેથી મોરારે આવવા માંડ્યું. હોંસે હોંસે મેહેનત કરીને શીખતો, તેથી તેને પાંચેક મહિનામાં થોડું ઘણું લખતાં વાંચતાં આવડ્યું. રાજારામની સંગત અને ચોપડીના પાઠની શીખામણથી એનાં આચરણ સુધરવા માંડયા. પછી તે લખમીલાલ દેશાઈને ઘેર ચાકર રહેવા ગયો. દેશાઈએ કહ્યું, તારી રહેણી સારી સાંભળવામાં આવતી નથી, માટે તને કેમ રખાય? મોરારે કહ્યું સાહેબ,

પેલા રાજારામ કને હું આજ પાંચ મહિના થયાં ભણું છું, માટે તેને બોલાવી મારી વાત પૂછજો. એનો કાકો એને બહુ દુઃખ દેતો હતો, તે દેશાઈ જાણતા હતા, અને તેને પણ મોરારને દુઃખમાંથી છોડાવવાનું મન હતું. કેમકે તેની દેશાઇને ઘણી દયા આવતી હતી. રાજારામને તેડાવી તેને મોરારની વાત પૂછી જોઈ, ત્યારે તેણે પોતાને ત્યાં ભણવા આવવા માંડયા કેડે મોરાર સુધરતો જતો હતો તે બધી વાત કહી, ને તેની ઘણી ભલામણ કરી. દેશાઇએ પૂછયું તે એના પર એટલી બધી મહેનત કરી તેનું કારણ શું? રાજારામે કહ્યું, સાહેબ, તે કહેવાની મારી મરજી નથી. દેશાઇએ કહ્યું, ઠીક, ત્યારે ન કહે. કોઈની છાની વાત કહેવડાવવી મને ઘટારત નથી, પણ તેમાં કાંઈ ખરૂં કારણ હશે એમાં ફેર નહિ.

---

## પાઠ ૧૨૮. ક્ષમા.—ભાગ ૯.

પરઠણ જાન ખરખરો

બીજે દહાડે મોરારને તેડાવીને કહ્યું, હું તને એક વરસની બોલીએ રાખું છું. તેમાં પરઠણ એટલી કે રોટલા અને લૂગડાં મારે તને આપવાં, ને તારે મારે ઘેર દહાડો રાત રહેવું. બાર મહિના તું સારી ચાકરી કરીશ, ને તારી ચાલ સારી જણાશે તો પછી પગાર કરીશ, ને જેમ જેમ તું વધારે કામ કરીશ તેમ તેમ પગાર વધારીશ. મોરારના કાકાએ જાણ્યું કે, મારે ઘેરથી છો બલા જતી, તેથી હા કહી. દેશાઇ ઘણા ભલા માણસ હતા, તેથી તેમને ત્યાં મોરાર બહુ સુખી થયો. કામ કાજમાં ખબરદાર થયો, ને પોતાનાં ભૂંડાં લક્ષણ પણ તજ્યાં; નવરી વેળાએ તે રાજારામને ત્યાં જતો ને ભણતો. પોતે રાજારામનું જાન કર્યું હતું, તેનો મનમાં ખરખરો* થવા માંડયો.

---



* ખરખરો એટલે પસ્તાવો.

તેનો બદલો વાળવાનું એનામાં સામર્થ્ય નહોતું, ને હોત તો એ તે લે નહિ, માટે એક ઉપાય રહ્યો હતો, તે એ કે પોતાનો ગુનોહ તેની આગળ માનવો ને માફ માગવી. પણ તેમ કરતાં શરમ લાગતી હતી અને બીતો હતો કે મેં જે કર્યું છે તે દેશાઈ જાણશે કે તરત મને કાઢી મેલશે; તો પણ મનમાં ચેન પડે નહિ. એમ કરતાં કરતાં વરસ પરૂં થયું, ત્યારે દેશાઈએ બોલાવી તેનાં જરા વખાણ કર્યાં ને કહ્યું, હવેથી તને પગાર પણ મળશે. મોરારે તે વેળા નીચું ઘાલ્યું ને ગભરાયા જેવો જણાયો. દેશાઈએ પૂછ્યું અલ્યા, તારૂં હૈયું ભરાઈ આવ્યું જણાય છે, એનું કારણ શું? એ સાંભળી મોરારની આંખમાં આંસુ આવ્યાં. દેશાઇએ ધીરજ આપી ત્યારે બોલ્યો, સાહેબ, તમે ગમે તેમ કરજો, પણ મારા મનમાં વાત છે તે કહીશ, ત્યારે મને ટાઢક વળશે. એમ કહી પોતે રાજારામનું જે જાન કર્યું હતું, તે બધું કહ્યું. દેશાઈએ તેને સમજાવ્યું કે તેં બહુ ખોટું કામ કર્યું, પણ તે માટે તું પસ્તાય છે ને તું બધું માની દે છે, તેથી જણાય છે કે, તું હવેથી એવું નહિ કરે, એમ ધારી હુંજ ખુશી થાઉં છું. મોરાર ગળગળતે સાદે બોલ્યો, હા જી, તે ખરૂં, પણ રાજારામ મને કેમ માફ કરશે? દેશાઇએ કહ્યું, તેની વાડી તે બગાડી, એ રાજારામ જાણતા હશે, તને ભણાવવાની એટલી બધી તેણે ખટપટ કરી, તેનું કારણ પણ એ જ હશે. એણે મને કહ્યું નથી, પણ એની ટેવ ઉપરથી હું એવું ધારૂં છું. કોઈ કદી એનું ભૂંડું કરે તો એ તે તો તેનું ભલું જ કરે છે, એ હું સારી પેઠે જાણું છું. એની વય એટલી નાની છે તો પણ એ પરમેશ્વર ઉપર બહુ ભાવ રાખે છે, અને તેની કને રોજ ખરા મનથી માગે છે કે, મારા અપરાધ માફ કર. એ ખરા દિલથી માગે છે, એવું જણાવવાને તે પોતે બધાને ક્ષમા કરે છે.

# પાઠ ૧૨૯. કષ્ટ નષ્ટાષ્ટક.

## કહ્યાપો નષ્ટાષ્ટક તથાપિ વૃથા વિલાપ વારે દીન.

### ભુજંગી છંદ.

અહો દેવ હું તો સદા દાસ તારો,
પ્રભુ તું મને પ્રાણથી પૂર્ણ પ્યારો;
મને આપ અત્યંત આનંદ આપો,
કૃપા નાથ, મારું મહા કષ્ટ કાપો. ૧

બુરો હું બુરો પ્રાણી છું છેક પાપી,
તમે તો દયાવંત દીસો તથાપિ;
છૂટે પાપ જો આપની છાપ છાપો,
કૃપા નાથ, મારું મહા કષ્ટ કાપો. ૨

સગામાં સગો તો પ્રભુ તું જ સાચો,
કહું શી કથા હું વૃથા વાદ કાચો;
થશે સર્વ સારું શિર હાથ થાપો,
કૃપા નાથ, મારું મહા કષ્ટ કાપો. ૩

મને આ સમે કોણ આરામ આપે,
કહો, કોણ આ પાપ સંતાપ કાપે?
બન્યો બાળ હું, તું બન્યો શ્રેષ્ઠ બાપો,
કૃપા નાથ, મારું મહા કષ્ટ કાપો. ૪

મને આજ આ આપદાથી ઉગારો,
તમે શોક સિંધુ થકી સદ્ય તારો;

प्रभु जी करो आ प्रले सर्व पापो,
कृपा नाथ मारुं महा कष्ट कापो. ५

तमे सर्वथा सर्वदा शुद्ध लीधी,
कृपाळुपणे संकटे साय[1] कीधी;
विना आप आ कोण जाणे विलापो ?
कृपा नाथ, मारुं महा कष्ट कापो. ६

धरुं अंतरे आपनी एक आशा,
भणुं आप आगे दुखे दीन भाषा;
थवा माफ मारां तमे पाप मापो,
कृपा नाथ, मारुं महा कष्ट कापो. ७

वडो वेग लावी चडो मारी वारे,
जशे शोक नाशी थशे दृष्टी ज्यारे;
कशा क्लेशथी केम रेशे[2] कळापो ?
कृपा नाथ, मारुं महा कष्ट कापो. ८

करे कष्ट नष्टाष्टके कोय प्राणी,
प्रभु प्रार्थना जो पुरा प्रेम आणी;
सरे अर्थ सर्वे ठरे थीर ठामे,
रच्या छे रुडा छंद दलपत्तरामे. ९

१ सहाय. २ रेहेशे.

## પાઠ ૧૩૦. ત્રણ દૈત્યની વાત.—ભાગ ૧.

દૈત્ય વસ્તારી

એક દહાડો સાંજે કસન દેશાઇ ઓટલે બેઠા બેઠા હુક્કો પીએ છે, અને છોકરાં બારણા આગળ રમે છે, એટલામાં એક ઘરડો બ્રાહ્મણ ત્યાં આવી ચઢ્યોઃ જાતે ઘરડું પાન, ને, બહુ છેટેથી આવેલો તેથી છેક થાકી ગયો હતો. તે કહેવા લાગ્યો, ભાઈ સાહેબ, પાસેના શહેરમાં જવું છે. સાંજ તો પડી, ચાર ગાઉ ભોંય શી રીતે જવાશે? આ ગામમાં કોઈ રાતની રાત મને ઘરમાં પડી રહેવા દે, તો પરમેશ્વર તેનું કલ્યાણ કરશે. એ સાંભળીને કસનજી બોલ્યો, ભાઈ, મારૂં ઘર સાંકડું છે, તેમાં વળી અમે બહોળા વસ્તારી છીએ. તેથી અમારા ઘરની પછવાડે કોઢારૂં છે, તેમાં તમે કહો તો તમને ખાટલો ઢાળી અપાવું. ભટ કહે, બહુ સારૂં મહારાજ, પ્રભુ તમારા એકના એકવીસ કરો.

કોઢારામાં ખાટલો નાંખ્યો તે પર ભટજી પોતાની ઝોળી ઉતારી બેઠા, ને કસનજીના છોકરાઓને કને બોલાવીને નામ પૂછવા લાગ્યા. તેમાં વડાનું નામ હરિયો, વચલાનું રામો, અને છેક નાનો હતો તેને નાનો કહેતા. હરિયો નિશાળે જતો; પેલા બીજા બે તો નાના તેથી જતા નહોતા. ભટજી છોકરાને પૂછવા લાગ્યા કે, તમને કાંઈ વાર્તા આવડે છે? બધા ઘાંટો કાઢીને બોલ્યા, ના, અમને આવડતી તો નથી; પણ કોઈ કહે તો અમે સાંભળીને યાદ રાખીએ છીએ ખરા. હરિયો કહે, મહારાજ, કાંઈ સારી અક્કલની વાત કહો. પેલા બીજા બે જણ તો ભટજીની પછવાડે લાગ્યા કે ના, કંઈ દૈત્યની વાત કહો. ભટજી બોલ્યા, તમે ઉતાવળા ના થાઓ, તમે બધા રાજી થશો તેવી વાત કહીશ. પછી તે ખરી કે ખોટી, તે તમે તમારી મેળે વિચારી જોજો.

# પાઠ ૧૩૧. ત્રણ દૈત્યની વાત.—ભાગ ૨.



ડામાડોળ          ગરક

એક વાર અગણોતરા કાળમાં ઘણાક લોક વખાના માર્યા પોતાનું રાચરચીલું લઈ ખંભાતથી વહાણે બેશીને પર મુલક જવા નીકળ્યા. વાટે જતાં દરિયામાં ભારે વા વાઝોડું થવાથી વહાણ ડામાડોળ થવા માંડ્યું. ખારવાએ બહુ મેહનત કરી, પણ કંઇ બચાવ થયો નહિ. અન્તે વહાણ એક બેટના કિનારા પર અથડાઈને ભાંગી ગયું. તેમાંથી ઘણા ખરા તરીને કાંઠે નીકળ્યા, ને જોવા લાગ્યા તો તે બેટમાં કંઈ વસ્તી દીઠી નહિ. જે લોક કિનારે ઉતર્યા તેમાં જગા પટેલ કરીને એક કણબી પોતાનાં બૈરાં છોકરાં સુદ્ધાં હતો. તેણે વિચાર કર્યો કે, અહીંઆં આપણને ઠીક પડે એમ લાગે છે; જમીન બહોળી

છે તેની દમડી બેસવાની નથી, માટે જો ખેતીનાં ઓજાર મળે તો સારૂં. તે પરથી તે શોધવાને વહાણ પર ગયો. ત્યાંથી તેને ઘણીકં કામની ચીજો હાથ લાગી, તે લાવીને ભોંય ખેડીને અનાજ પકવ્યું. પણ મોટી અડચણ એ આવી કે તેનો દળીને લોટ કેમ થાય; માટે તેણે બે નાના સરખા પથરા આણી તેને ટાંકયા ને તેની ઘંટી બનાવી, ને તે વતી દળીને રોજ જોઇએ તેટલો લોટ કરતો.

આ વાત સાંભળીને કસનજીનો વડો દીકરો બોલ્યો કે ઓહો, એમાં તે શી ચમત્કારી વાત કહી? તમારી વાત તો આવી જ કે? ભટજી કહે, અરે ભાઈ, ઉતાવળ કેમ કરો છો! તમે જુવાનની પેઠે અમે ઘરડાથી ઉતાવળુ કેમ હીંડાય? જરા ધીરજ રાખો, વધારે રમૂજ તો હવે આવશે.

એક દિવસ જગો પટેલ પેલા બેટમાં શું શું છે તે જોવાને નીકળ્યો. એક ઠેકાણે પહાડમાંથી નદી વહેતી હતી તે જોતો જોતો ચાલ્યો જાય છે, એટલે વેગળેથી તેને કંઈ મોટું મોટું દેખાયું, તેથી તે ખંચાઈને ઊભો રહી જોવા લાગ્યો તો, એક મોટો દૈત્ય લાંબો થઈને ભોંય ઉપર સૂતેલો હોય એવું દીઠું. તેને જોઇને જગો નાશી તો જાત, પણ તે દૈત્યની આંખો મીચેલી હતી, તેથી તેણે જાણ્યું કે એ ઊંઘતો હશે. વળી તેનું મોં બહુ બિહામણું નહોતું માટે જગો તેને નિહાળીને જોવા ઊભો રહ્યો. તેણે બહુ ઊજળો જામો પહેરેલો હતો, તે પર સૂરજનો તડકો પડવાથી ચળક ચળક થતો હતો, પણ તેમાંનો ઘણોક ભાગ ઝાડના છાંયડાથી ઢંકાયલો હતો. આ જોવામાં જગો ગરક થઈ ગયો, એટલામાં પેલા દૈત્યે આંખ ઉઘાડીને તેની ગમ મીઠી નજરે જોયું.

## પાઠ ૧૩૨. त्रण दैत्यनी वात.—भाग ३.

રાક્ષસ પલાણ હોઈયાં

આ સાંભળીને દેશાઈનો છોકરો બોલ્યો, વા! ત્યારે આ રાક્ષસ તો ભલો દેખાય છે! ભટજી બોલ્યા, હા, બહુ ભલો. એની ભલમનસાઈની વાત તો હજી હવે આવશે. પેલો રાક્ષસ ઊઠીને ઊભો થયો કે જગો તો પાછે પગે નાસવા મંડયો. તેવારે તે કહે, અરે ભાઇ, ઊભો રહે, નાસે છે કેમ? મને જોઈને બીશ મા; હું તને બહુ કામ લાગીશ; તું કહીશ તે કામ હું કરીશ. આ સાંભળીને જગાને હિંમત આવી, અને ઊભો રહી પૂછવા લાગ્યો, ભાઈ, તમે મને શી રીતે મદદ લાગશો? મારૂં શું કામ કરશો? તે કહે કે તું જે કહીશ તે કરીશ. જગો કહે, ત્યારે તો ઠીક મારે ઘેર ચાલો. રાક્ષસ કહે, તું હીંડે છે શું કરવા? મારી પીઠપર બેશી જા, હું તને તારે ઘેર લઈ જઈશ. પછી જગો તેની પીઠ પર પાટી-આનું પલાણ બનાવી તે પર બેઠો. અને સપાટાબંધ ઘેર ચાલ્યો આવ્યો. એને રાક્ષસના વાંસા પર બેશીને આવતો જોઈને જગાની બૈરીના પેટમાં ફાળ પડી ને તેનો જીવ તો ઊડી ગયો. તેણે જાણ્યું કે આ રાક્ષસ મારા ધણીને પકડી જાય છે. એટલામાં જગો ઘર આગળ ઉતરી પડયો, ને બૈરીને સમજાવીને કહ્યું કે આ તો આપણને બહુ કામનો છે. આપણે જે કહીશુ તે એ કરશે, માટે એને કંઈ કામ આપવું જોઈએ. બાયડી બોલી પણ એને ખાવા પીવાનું ને રહેવાનું કેમ થશે? આપણે જેટલું દશ દહાડા ચાલે તેટલું તો એ એક ઘડીમાં હોઈયાં કરી જશે! ને એ આપણા ઘરમાં માશે પણ કેમ? જગો કહે તેની કંઈ ફિકર કરીશ નહિ; એ વાતની મેં પહેલાંથી જ પૂછ પરછ કરી છે. એ કહે છે કે મારે ખાવાનું કંઈ નહિ જોઈએ; કામ કરવું હશે, ત્યારે તરશ લાગશે તો

થોડુ પાણી પીવાનું જોઇશે; અને ઘરની તો મારે જરૂર જ નથી, કેમકે અમને તો ઉઘાડામાં જ રહેવાની ટેવ છે. આ સાંભળી બાયડી બહુ જ ખુશ થઈ અને કહેવા લાગી કે આ લોટ દળવાનું કામ બહુ અઘરૂં છે, એ દળતાં દળતાં મારા તો પાંગોઠાં રહી જાય છે, માટે એ એને સોંપો. લોટનો ખપ રોજ ઝાઝો છે, માટે એ આપણને જોઈએ તેટલો રોજ તૈયાર કરી આપે તો બહુ સારૂં. પછી જગાએ તેને ઘંટી કેમ ફેરવવી તે બતાવ્યું. એ કામ તો પેલા રાક્ષસને છેક રમત જેવું લાગ્યું. જગાએ વિચાર્યું કે જો બે મોટા પથરા લાવીને મોટી ઘંટી બનાવીશ, તો તે ફેરવવી એને કંઇ અઘરી પડશે નહિ, અને લોટ પણ ખૂબ દળાશે. પછી તે જઇને ખાણમાંથી બે મોટા પથરા કાપી પેલા રાક્ષસની પીઠ પર મૂકી ઘેર લાવ્યો, અને તેની મોટી ઘંટી બનાવી તે પેલાને ફેરવવા આપી. તેથી રોજ બહુ લોટ દળાવા લાગ્યો. આખો દહાડો તેની પાસે કામ કરાવે, રાતે તેને સૂવા જવાની રજા આપે તો જાય, નહિ તો એને તેની પણ દરકાર નહોતી. રાત દિવસ કામ કર્યા કરે તો પણ તે થાકે એમ નહોતું.

---

## પાઠ ૧૩૩ ત્રણ દૈત્યની વાત.—ભાગ ૪.

એમ કરતાં કરતાં એક દહાડો જગા પટેલે વિચાર કર્યો કે ઘરમાં શરદી બહુ છે, તેથી મેડો કરાવું તો સારૂં; પણ એને વાસ્તે પાટીઆં જોઈએ તેનું કેમ કરૂં? લાકડાં તો પાસેના રાનમાં ઘણાં છે, પણ તે લાવીને વહેરૂં તો જડાય. તેથી રાનમાં ગયો, અને ખૂબ મોટાં ઝાડ કાપી પેલા રાક્ષસની પીઠ પર ચડાવી લાવ્યો. હવે તે વહેરવાને કરવત જોઈએ, તે સૂતારને ત્યાંથી માગી લાવ્યો, અને તે કેમ ઝાલવું તથા શી રીતે ફેરવવું તે પેલા રાક્ષસને શીખવ્યું, એટલે ઝટ વારમાં તેણે

જાણ્યું કે એવાં બીજાં ઘણાં હોય, તો તે પણ એ ઝાલીને વહેરી શકશે, ને ઘણાં પાટીઆં તૈયાર કરશે. તેથી તે બેટમાં જેટલા જણ પાસે આરી, કરવત વગેરે હતાં તે સઘળાનું ભાડું આપવું કબૂલ કરી લઈ આવ્યો અને તે બધાં એક સૂતાર પાસે ચોકઠામાં જડાવી તે ચોકઠું પેલા રાક્ષસને સ્વાધીન કર્યું, એટલે પાટીઆં, પીઢીયાં વગેરે વહેરવાનું કામ ખૂબ ઝપાટાબંધ ચાલ્યું. હવે માળ જડવાને સૂતારનું કામ પડયું, તેથી તેને પણ મજૂરી આપવાને કબૂલ કરી તેડી લાવ્યો અને ઘરને બારી બારણાંવાળો સુંદર મેડો કરાવ્યો. સૂતાર વગેરેને મજૂરી તથા ભાડાના બદલામાં પોતાની ઘંટી વતી તેમનો લોટ દળાવી આપવાનું કબૂલ કર્યું હતું, તે પ્રમાણે ચૂકવી આપ્યું. એથી જગા પટેલની અને એના રાક્ષસની વાત તો આખા બેટમાં ચાલી. કંઈ કંઈ લોક તેની પાસે આવે ને કહે, ભાઈ સાહેબ, અમારા આટલા દાણા તમારા રાક્ષસ પાસે દળાવી આપશો તો અમે તમને ફલાણું આપીશું, અથવા તમારૂં આટલું કામ કરી આપીશું. કોઈ મણ બે મણ વાલ લાવી જગા પટેલને કહે કે આ લો, ને અમારી આટલા મણ જુવાર દળાવી આપો. વળી કોઇ અધમણ રૂની ગાંસડી બાંધી લાવી કહે કે આ લો, અને અમારા ઘરને સારૂ આટલાં પાટીઆં વહેરાવી આપો. એમ ખાવાનાં ફળ કંદ, મૂળ વગેરે શાક ભાજી તથા તરેહ તરેહના મેવા જગા પટેલને ઘેર બેઠાં ચાલ્યાં આવે, અને તેના બદલામાં પેલો રાક્ષસ તેમનું કામ કરી આપે. એક જણ તો રૂપિઆની ભરેલી કોથળી જે વહાણ પરથી લઈ આવ્યો હતો તે જગા પટેલની પાસે લાવ્યો ને કહે કે પટેલ સાહેબ, આ રાખો, ને તમારા રાક્ષસ પાસે અમારાં વાઢેલાં લાકડાં મંગાવી આપો. જગો કહે, રૂપિઆને શું કરીએ? એ કંઈ ખાવામાં કે ઓઢવા પહેરવામાં કે કંઈ બીજા ખપમાં આવે? એ તો અમારે

નહિ જોઈએ. પેલાએ બહુ કાલાવાલા કર્યા, ત્યારે પટલાણી બોલ્યાં, વારૂ લો, રાખો, કોઈ વખત કામ લાગશે. સંઘર્યો સાપ પણ કામનો છે. આ ઉપરથી પટેલે તે રાખ્યા.

## પાઠ ૧૩૪. ત્રણ દૈત્યની વાત.—ભાગ ૯.

ભેટ   અલમસ્ત   મસ્તાન   ખુમરાણ

એક દહાડો એક બિચારી ડોશી સૂરણની બે ત્રણ ગાંઠો ટોપલીમાં મૂકીને જગાની પાસે આવી, અને કહેવા લાગી કે અરે ભાઈ, ભૂલા પટેલે લાકડું વાઢી આપવાનું કહ્યું છે, પણ ડુંગરમાંથી આણવાની બહુ અડચણ છે, માટે તમે મારા ગરીબ પર મહેરબાની કરીને તમારા રાક્ષસ પાસે મંગાવી આપો, તો પરમેશ્વર તમારૂં કલ્યાણ કરશે. આ જૂજ ભેટ તમારે સારૂ આણી છે તે કબૂલ કરો. આ સાંભળીને જગા પટેલને દયા આવી. તેણે કહ્યું કે તું ગરીબ માણસ છે, તારી પાસે હું કંઈ લેવા ચહાતો નથી. જ્યારે ભૂલા પટેલ તને મફત ઝાડ વાઢી આપે છે, ત્યારે તે મંગાવી આપવાનું કામ તને ગરીબ જાણીને હું માથે રાખું છું. તું જે ભેટ લાવી છે તે પાછી લઈ જા. એ રીતે જગો પટેલ તો પેલા રાક્ષસને લીધે બેટમાં મોટો માણસ થઈ પડયો; તેને તરેહ તરેહના ખાવા-નાં ને પહેરવાનાં મળવા માંડ્યાં, તેમ તે પણ ધર્મ દાન સારૂં કરતો. એક વાર બે અલમસ્ત જેવા માણસ જગા પટેલના બારણા આગળ આવી માગવા લાગ્યા કે, આટલાં પાટીઆં તમારાં દૈત્ય પાસે વહેરાવી આપો. જગો કહે કે તમે ખાઇ પીને મસ્તાન જેવા ફર્યા કરો છો, કંઈ કામ કાજ કરતા નથી, ને ઉલટા મારે ઘેર ભીખ માગવા આવ્યા છો. જાઓ, તમારૂં અહીં કંઇ વળવાનું નથી. મહેનત કરો, આળસુ થઈ બેશી ન રહો.

મહારાજે કહ્યું, એ રાક્ષસનું નામ તમને ખબર છે? એનું નામ ઉદક પ્રવાહ. એ સાંભળી હરિયો કહે, ઓહો, એ કેવું મોટું નામ છે! ભટજી કહે, રાક્ષસનાં નામ તો એવાં જ હોય, તે આપણાં જેવાં નાનાં નાનાં ન હોય. જેમ તેમનાં શરીર મોટાં, તેમ તેમનાં નામ એ મોટાં.

એક દહાડો પેલા પટેલ અને ઉદક પ્રવાહ બેઉ જણા બેઠા બેઠા વાતો કરતા હતા, ત્યારે પટેલે પૂછ્યું કે વારૂ, તમારા જેવા કોઇ બીજા દૈત્ય આ બેટમાં વસે છે? તે કહે, હા, મારો એક ભાઈબંધ છે, પણ અમારો ને તેનો મેળાપ જવલ્લે થાય છે. હુ ડુંગરાની તળેટીમાં રહું છું, અને તે ઘણું ખરૂં તેની ટોચ પર રહે છે. ત્યારે પટેલે ફરીથી પૂછ્યું કે તમારા જેટલું તે કામ કરી શકે ખરો? ઉદક પ્રવાહ કહે, હા, તેનું મન ઠેકાણે હોય ત્યારે કરે. તેનું ચિત્ત બહુ ભમતું છે. વારે ઘડીએ બૂમો પાડતો ફરે છે. કોઇ વાર મારી પાસે આવીને ઘુમરાણ કરીને મને સંતાપે છે.

## પાઠ ૧૩૯. ત્રણ દૈત્યની વાત.—ભાગ ૬.

## ચર્ચા મગતરૂં

આ વાત થઇ તે વારે મોરારદાસ કરીને એક શેઠ ત્યાં હતો. તે આ ચર્ચા સાંભળીને જંગલમાં ફરવા નીકળ્યો, અને ચાલતો ચાલતો જાય છે, એટલે દૂર એક ટેકરી પર તેણે મોટા ઓળા જેવું કંઇ દીઠું. તે જરા વધારે તપાશીને જોવા લાગ્યો તો તેને બે પાંખો દીઠામાં આવી. એ પાંખો પક્ષીના જેવી નહોતી, પણ મચ્છરની પાંખોના સઢ જેવી પાતળી ને પાર દર્શક તથા વહાણના સઢ જેવી મોટી હતી. પેલા મોરારદાસ શેઠને તેની પાસે જતાં જરા ડર તો લાગ્યો ખરો, પણ વિચાર્યું કે આપણા ઉદક પ્રવાહનો એ ભાઈબંધ છે, માટે

એનો સ્વભાવ પણ સારો હશે. તેથી એની કને જઈ પૂછવા લાગ્યો કે તમે કોણ છો? તમારૂં નામ શું? ત્યારે તેણે જવાબ દીધો કે મારૂં નામ વાત પ્રવાહ. હું ઊંચે બેસણે બેસું છું. મારો સ્વભાવ એવો છે કે મને કોઈ કામ સોંપે, તો તે મારી નજરમાં આવે ત્યાં લગી કરૂં. એક મારો ગરીબડો જેવો ભાઈ છે, તેના સ્વભાવમાં ને મારા સ્વભાવમાં બહુ ફેર છે. તે બાપડો ધીમે ધીમે ચાલ્યાં કરે છે. કોઈ વાર તો તેને પગ ઘસડતાં ચાલતો જોઇને મને હસવું આવે છે, ત્યારે હું તેને ચીડવું છું; કોઈ વાર તેને મદદ પણ કરૂં છું. આ બધું સાંભળીને મોરારદાસ તો અચંબો પામ્યો કે ઉદક પ્રવાહ બિચારો આટલું બધું કામ કરે છે, તેની આ મશ્કરી કરે છે, એ શું? એનાથી પૂછ્યા વિના રહેવાયું નહિ કે, અરે તમે શી વાત કરો છો? તેણે અમને બધાંને સુખી કર્યાં. આખો બેટ તેને ધન ધન કહે છે. પેલો વાત પ્રવાહ કહે, મારૂં ને તેનું કામ સરખાવી જોશો તો માલમ પડશે કે મારા આગળ તે એક મગતરા જેવો છે. મારૂં જોર જોવું છે? બતાવું? એમ કહીને પાંખો ફફડાવીને તે ટેકરી પરથી ઉડ્યો, તે જોઇને મોરારને લાગ્યું કે આ નાશી જાય છે કે શું? પણ તેમ ન કરતાં તે પાછો આવ્યો, ત્યારે મોરારદાસે કહ્યું કે, તમે મારે ઘેર આવીને મારૂં કામ કરશો? રાક્ષસ કહે, હા, પણ મારે રહેવાને ઠેકાણું ઊંચું જોઈશું. મોરારદાસ કહે, કંઈ ચિંતા નહિ; મારૂં ઘર ટેકરા પર બાંધેલું છે માટે તેની ટોચ પર હું તમને મુકામ કરી આપીશ, ત્યાં રહેજો. એમ કરીને બંને ત્યાંથી ચાલ્યા. રસ્તે તે રાક્ષસ કહેવા લાગ્યો કે જો બે પથરાની ઘંટી મને આણી આપશો, તો એક ચપટી વારમાં જેટલો જોઈએ તેટલો લોટ કરી આપીશ. પછી ઘેર જઇને શેઠે ટેકરીની ટોચ પર

તેને સારૂ ઘંટી ચણાવી તૈયાર કરી, તેમાં તે રોજ મરજી પ્રમાણે લોટ દળી આપવા લાગ્યો. શેઠાણી એ જોઈને બહુ રાજી થયાં.

---

## पाठ १३६. त्रण दैत्यनी वात.—भाग ७.

એક દિવસ વાત પ્રવાહ સટ દઈને ડુંગરાની ખોમાં પોતીકા ભાઈબંધની ખબર લેવાને ઉતરી પડ્યો. ત્યાં તેણે દીઠું કે, તે બિચારો પોતાની પીઠ પર પોતે જે પાટીઆં વહેર્યાં હતાં, તેનો તરાપો ઉંચકીને ચાલ્યો જાય છે. તે બંને ઘણે દહાડે એકઠા મળ્યા તેથી કામ જરા ઠીક ચાલ્યું. વાત પ્રવાહ કહે કે ચાલ, ભાઈ ચાલ, હું તને લઈ જવા લાગું છું. તું આમ ધીમે ધીમે ચાલે છે તે ક્યારે પાર આવશે. આ સાંભળીને પેલા તરાપા ઉપર એક છોકરો બેઠો હતો તે બોલ્યો કે તું એને ધીમો કેમ કહે છે? એના જેવી ઝડપથી ચાલનાર કોણ છે? વાત પ્રવાહ કહે, ખરૂં. પણ અમે કંઈ તમારા જેવાં વેંતીઆ માણસ નથી કે ધીમે ધીમે ચાલીએ. એમ કહેતોકને તરત તે છોકરાની પાસે બેસી ગયો ને પાંખો પહોળી કરી એટલે સૌ સડસડાટ ચાલ્યા, ને ઝટ વારમાં ઠેકાણે પહોંચી બધો માલ ઉતારી નાંખ્યો. ત્યારે ઉદક પ્રવાહે કહ્યું કે, ભાઈ, જરા મેહેરબાની કરીને પાછો મને મૂકવા આવ. વાત પ્રવાહ બોલ્યો કે ના, પાછો નહિ વળું; મારે તો આગળ જવું છે. મારી સાથે આવવું હોય તો ચાલ, હું તને તેડી જાઉં, ન આવવું હોય તો તારી મરજી. આ સાંભળીને ઉદક પ્રવાહને બહુ માઠું લાગ્યું, અને તે તેની જોડે જીકર કરવા મંડ્યો. જીકર કરતાં કરતાં કજીઓ વધી પડ્યો, અને અંતે ઉદક પ્રવાહનો મિજાજ છેક ગયો. તે બૂમો પાડીને હાથ પગ પછાડવા લાગ્યો. આ જોઇને પેલો છોકરો તો ગભરાયો, ને આઘે ઉભો

ઉભો થર થર ધ્રૂજવા લાગ્યો. જેની પીઠ પર બેશીને તે આવ્યો હતો તેનું મોં તો બદલાઈને એવું થઈ ગયું કે જાણે એને ખાઈ જશે. છેલ્લે સરવાળે વાત પ્રવાહ નાશી ગયો, તો પણ ઉદક પ્રવાહ તો કેટલીક વાર લગી બડબડતો જ રહ્યો; ને ઘણીક વારે ટાઢો પડ્યો.

આ વાત પ્રવાહ રાક્ષસ તે બેટના લોકને ઉદક પ્રવાહના જેટલો તો કામ ન લાગ્યો, તો પણ એ બેઉની મહેનતથી તેમની હાલત બહુ સમરી ગઈ. રહેવાને સારૂ રૂડાં ઘર બંધાયાં; લોકે રાચ રચીલાં વસાવ્યાં; સારૂં સારૂં ખાતા પીતા થયા; એવી રીતે તેઓ અનેક પ્રકારનું સુખ અને વૈભવ ભોગવવા લાગ્યા.

## પાઠ ૧૩૭. ત્રણ દૈત્યની વાત.—ભાગ ૮.

એક દહાડો ઘણા લોકનું ટોળું મળીને બેઠું છે, ત્યાં ઉદક પ્રવાહ વાત કરવા લાગ્યો કે અરે ભાઈઓ, મારે એક દીકરો હતો, તે ઘણા દિવસ થયાં મારી પાસેથી નાશી ગયો છે, તેની કોઈ ભાળ કાઢે તો તે બહુ કામ લાગે એવો છે. તેની મા એક ઉષ્ણતા બાઈ કરીને હતી. એક દહાડો બહુ તાપ પડ્યો હતો, ત્યારે તે ઊઠીને ચાલ્યો ગયો. પેલા લોક આ સાંભળીને બોલી ઊઠ્યા કે, કોણ જાણે ક્યાં જતો રહ્યો હશે; વખતે આ બેટમાંથી જ જતો રહ્યો હોય તો શી રીતે જડે?

પણ વિઠ્ઠલ કરીને એક ઘણો છાતીવાળો ખાતરી હતો, તે પેલોની પેઠે હિંમત હારી બેઠો નહિ. એક દહાડો છાનોમાનો ઉદક પ્રવાહ પાસે ગયો, અને એના નાશી ગયલા દીકરાની વાત બધી વિગત વાર પૂછી જોઈ, તે પરથી તેને ખબર પડી કે એ બેટમાંથી વેગળો ગયો નથી. તેણે કહ્યું કે અહીંથી થોડે છેટે એક પહાડ છે; ત્યાં એક ઊના પાણીનો કુંડ છે, તેમાં

ત કોઈ વાર નાહવા ને રમવા આવે છે, પણ ત્યાં કોઈ ઝાઝું જતું નથી. ઉદક પ્રવાહના કહેવા ઉપરથી માલમ પડયું કે એ પણ એની માના જેવો છે. તેની જોડે તેને રહેવું બહુ ગમે છે. જ્યાં બહુ તાપ પડતો હોય, ત્યાં તે અને તેની મા ઘણું ખરૂં સાથે જ રહે છે.

વિઠ્ઠલે પૂછ્યું કે વારૂ, એ બહુ જોરાવર છે? ઉદક પ્રવાહ કહે કે અરે ભાઇ, એના જોરની શી વાત કરે છે! એની આગળ હું અને વાત પ્રવાહ તો ગણતીમાં જ નહિ, પણ કારણ એટલું જ છે કે તેને પકડીને કેદ કરો તો જ તે તમારૂં કામ કરે. વાત પ્રવાહથી એનો સ્વભાવ ઉલટો જ છે; જો એને છૂટો મૂકો, તો નાશી જાય. વળી અમારામાં ને એમાં એટલો જ ફેર છે કે, એને ખાવાનું બહુ જોઈએ છે. વિઠ્ઠલ કહે, ત્યારે એ તો કામનો નહિ, ભાઈ, કેમકે તમારા જેવડો મોટો, ને વળી તેને ખાવાનું જોઈએ, એટલે કામ કરે તેટલું તો ખાઈ જાય. રાક્ષસ કહે, ના રે ભાઈ, તું ગભરાય છે શું કરવા? એ કંઇ દાણા કે ઘાસ ખાતો નથી, કોયલા કે લાકડાં ખાય છે, ને જેટલી ઘડી કામ કરે, તેટલી ઘડી જ ખાવાનું માગે, પછી કંઈ નહિ. વિઠ્ઠલે જાણ્યું, એ તો ઠીક છે, પણ એવા બળીઆને હું રાખું ક્યાં? એવું વિમાસવા લાગ્યો. તેનો ખુલાસો પેલા રાક્ષસે કર્યો કે તે મોટો છે ખરો, પણ નાની સરખી શીશીમાં રાખે, તો તેમાં પણ સમાઈ રહે. તેમાંથી નીકળે ત્યારે ગગન સુધી પહોંચે એવડો મોટો થઈ જાય, એવી તેનામાં શક્તિ છે.

## पाठ १३८. त्रण दैत्यनी वात.—भाग ९.

આ વાત સાંભળી એટલે વિઠ્ઠલ તો એક શીશી લઇને પેલા ઉદક પ્રવાહની પછવાડે મંડયો કે તું મને તે કુંડ આગળ તેડી જા, તે પણ તૈયાર થયો, અને વિઠ્ઠલ તેના વાંસા પર

બેઠો. તે કુંડ વાળી ટેકરી પાસે ગયા, ત્યારે તેમણે કુંડના મથાળા પર વરાળનો ભભકો નીકળતો દીઠો. ઉદક પ્રવાહ વિઠ્ઠલને કહે કે, શીશી આ કુંડના પાણી પર ઊંધી પકડી રાખ, એટલે એમાં પેલો આવશે. તેણે તેમ કર્યું અને તે માંહે ભરાયો, એટલે ઝટ દેઇને ડાટો મારી શીશી બંધ કરી લઈ ત્યાંથી બંને ચાલ્યા. તે ઘેર આવ્યા પછી ઉદક પ્રવાહના કહ્યા પ્રમાણે વિઠ્ઠલે તે શીશી તાપમાં રાખી, એટલે પેલો રાક્ષસ જેનું નામ વરાળીઓ હતું તે જોર કરી ડાટો ઉઘાડી માંહેથી નાશી ગયો ત્યારે વિઠ્ઠલે ફરીથી ઉદક પ્રવાહ પાસે જઈને જે બન્યું હતું તે કહ્યું. તે સાંભળીને તે બોલ્યો કે નાશી ગયો તો કંઈ હરકત નહિ, આપણે એને ફરીથી પકડી લાવીશું, પણ એને ઘાલવાને કંઈ મજબૂત ધાતુનું વાસણ જોઇએ. વિઠ્ઠલ કહે, ઊભા રહો, હું તેવું શોધી લાવું. એમ કહીને કોઈ પાસેથી નાની શિરોઈ જેવું એક વાસણ લઇ આવ્યો. ઉદક પ્રવાહ કહે, એ ઠીક છે, એનાથી એ ભાંગીને જવાશે નહિ. આ વાસણના મોઢા પર ઢાંકણું છે, તે પણ ખૂબ સજ્જડ બેસે છે, એટલે કંઈ ફિકર નથી. બીજે દિવસે તે બંને જણ પેલું વાસણ લઈને પાછા પેલા કુંડ આગળ ગયા, અને પહેલાં જેમ તે વરાળીઆને શીશીમાં ઘાલ્યો હતો, તેમ જ આ વાસણમાં ઘાલીને લઈ આવ્યા.

આ પ્રમાણે તે કેદ પકડાયો, ત્યારે તેણે કબૂલ કર્યું કે હવે તમે જે કામ કહેશો તે કરીશ, પણ મને ખાવાનું આપજો. વળી તેણે એવું પણ કહ્યું કે લોટ દળવાનું કે પાટીઆં વહેરવાનું એવું હલકું કામ હું કરવાનો નથી. કરૂં તો ખરો પણ તે મને શોભે નહિ, તમે કહો તો રૂનાં લૂગડાં વણી આપું ? એ સાંભળીને તો વિઠ્ઠલ બહુ રાજી થયો, કેમ કે તે બેટની બધી વસ્તીને ખાવા પીવાનું મળતું, પણ ઓઢવા

પહેરવાને લૂગડાંની ઘણી વેલા પડતી; ઘણા તો ઉઘાડે દીલે ફરતા, તેથી તેણે વિચાર્યું કે જો આ બધા કપાસ પકવે, તો લૂગડાં થાય. માટે તેણે બધાને પૂછી જોયું કે તમે કપાસ પકવો તો લૂગડાં પહેરવા મળે. તે બધાએ બાપજી કરીને કબૂલ કર્યું. પછી ખેતરમાંથી કપાસ આવે તેનું સૂતર કાંતીને પેલો વરાળીઓ રાક્ષસ લૂગડાં વણી આપે તે પહેરી ઓઢીને સૌ સુખી થયા.

---

## पाठ १३९. त्रण दैत्यनी वात.—भाग १०.

પેલા ભટજી દેશાઈના છોકરાને કહે કે, સાંભળ્યું ભાઇઓ! એ પ્રમાણે તે બેટના લોક પેલા ત્રણ રાક્ષસના જોરથી દોલતવાળા થયા, અને ઘણે પ્રકારે સુખ ભોગવવા લાગ્યા. આ સાંભળીને હરિયો બોલ્યો, મહારાજ, તમે કહો છો કે તેઓ દોલતવાળા થયા; પણ તેની પાસે સોનું રૂપું તો હતું નહિ, તો દોલતવાળા શી રીતે થયા? બ્રાહ્મણ કહે, સોનું રૂપું તો એવા જંગલમાં ક્યાંથી? પણ માલ ઘણો એકઠો થયો અને તે માલનું તે લોકોએ શું કર્યું, તે હું તમને હમણા કહિશ, ત્યારે તમે જાણશો કે ખરી દોલત તો માલ જ છે.

કસનજી દેશાઈ બોલ્યા, ધન્ય છે, એ ત્રણ રાક્ષસને, કે બધી વસ્તીને સુખી કરી! પણ વારૂ ભટજી, જ્યારે એ ત્રણ જણ કામ કરવા મંડ્યા હશે, ત્યારે પછી લોકને તો હાથ પણ હલાવવો નહિ પડયો હોય?

**ભટજી.**—એમ શું બોલો છો, દેશાઈ સાહેબ? એ ત્રણને જોઇએ એટલી જણસો પકવીને તૈયાર કરી આપવી પડે. જો બધા બેશી રહે, તો અનાજ ને કપાસ કેમ પાકે? અને જ્યારે તે ન હોય ત્યારે વાત પ્રવાહ અને વરાળીઓ બેઉ બેઠા બેઠા બગાસાં ખાય? તેમ જો લાકડાં વાઢીને વગડામાંથી ન

લાવે, તો ઉદક પ્રવાહ પણ બેશી રહે. માટે તમારે એમ ન સમજવું કે બધા નવરા બેશી રહેતા હશે. સસ્તી ને સારી જણસ થવા માંડે કે તેનો ખપ બહુ જાગે, અને જ્યારે ખપ જાગે, ત્યારે તે વધારે પકવ્યા કે પેદા કર્યા વિના છૂટકો નહિ. દેશાઈ જી, સાંભળો, હવે એ વાત થોડી જ બાકી રહી છે. એક દહાડો લોકોએ વિચાર કર્યો કે લૂગડાં ને અનાજ આપણે જોઈએ છે તે કરતાં આપણે ત્યાં બહુ થાય છે, તો હવે એ બીજે મુલક લઈ જવાનો ઉપાય કરીએ, એટલે તેને બદલે પૈસા ખુબ એકઠા થશે. એવો મનસૂબો ધારીને એક મોટું વહાણ બાંધ્યું. ત્યારે ત્રણે રાક્ષસો લડવા મંડ્યા. એક કહે કે હું લઈ જાઉં, ને બીજો કહે, હું લઈ જાઉં. ઉદક પ્રવાહ કહે કે મારી મદદ વગર તો એનાથી હીંડાશે જ નહિ. એ સાંભળીને વાત પ્રવાહ બોલ્યો, તારાથી શું થવાનું છે? તું એને ઊંચકી રાખજે; તારાથી એને લઇને હીંડાશે નહિ; કદાપિ હીંડવા જઈશ તો કીડીની પેઠે ધીમે ધીમે ચાલીશ. પણ જો હું તારી જોડે હોઈશ અને મારી પાંખો પસારીશ, તો એ વહાણ ઝપાટા બંધ દોડ્યું જશે.

---

## પાઠ ૧૪૦. ત્રણ દૈત્યની વાત.—ભાગ ૧૧.



આ બધી વાત પેલા ઉદ્દક પ્રવાહુનો દીકરો વરાળીઓ આઘો ઉભો ઉભો સાંભળતો હતો, તે વચમાં આવીને બોલી ઉઠ્યો કે, તમે બે જણ એવા છો કે તમારી નજરમાં આવે ત્યાં ખેંચી જાઓ, પણ હું તો એ જ્યાં જવાની મરજી કરે ત્યાં જ તેડી જાઉં; તમારી પેઠે આણી ગમ પેલી ગમ અથડાવું નહિ. વરાળીઆનું આ બોલવું સાંભળીને એનો બાપ તો છાનો રહ્યો, પણ એ વહાણ ચલાવવાનું કામ કાકા ભત્રીજાએ બંને મળીને માથે લીધું. કાકો કોઈ વખત રીસાય ને વહાણની સામો થાય, તો ભત્રીજો તે વખત કાકાની સાથે બાથંબાથા આવીને વહાણને પાંસરૂં લઈ જાય ત્યારે છોડે. બેટના લોક પોતાનો માલ બીજે મુલક લઈ જતા, તથા પોતાને ત્યાં જે ન પાકતો તેવો માલ ત્યાંથી લાવતા થયા, એટલે વધારે વૈભવી અને સુખીઆ થયા.

ભટજીની આ વાત સાંભળીને છોકરાં છૈઆં સૌ રાજી રાજી થયાં, પણ એમાં અક્કલની શી વાત આવી, તે કંઈ હુશિયાને સમજાઈ નહિ માટે પૂછવા લાગ્યો. ત્યારે તે ભટજીએ ખુલાસો કરી સમજાવ્યું કે, ભાઈ, પરમેશ્વરે આ દુનિયામાં માણસને મદદ કરવાને મોટી ત્રણ શક્તિઓ ઉત્પન્ન કરી રાખી છે, તે કામે લગાડવી. એક રાક્ષસનું નામ ઉદક પ્રવાહ છે તેનો અર્થ એવો કે પાણીનું વહેવું. આપણા દેશમાં પાણીના મોટા મોટા વહેળા છે, અને તે ખળ ખળ વહેતા ચાલ્યા જાય છે, પણ તને કોઈ ખપમાં આણતું નથી. વિલાયતમાં એવા જે વહેળા ને નદીઓ છે, તેની મદદથી જળ ચક્કીઓ ચાલે છે, તેમાં લોટ દળાય છે, પાટીઆં વહેરાય છે, અને એવાં એવાં બીજાં હજારો કામ થાય છે.

---

## પાઠ ૧૪૧. ત્રણ દૈત્યની વાત.—ભાગ ૧૨.



વળી વાતમાં કહ્યું કે વાત પ્રવાહ નામે બીજો રાક્ષસ હતો, તે પવનની શક્તિ જાણવી. વિલાયતમાં તેથી પવન ચક્કીઓ

ફરે છે, અને લોટ દળાય છે. વળી વરાળીઓ રાક્ષસ તે વરાળની શક્તિ. તેથી આગ બોટો અને આગ ગાડીઓ ચાલે છે, કાપડ વણાય છે અને એવાં હજારો કામ થાય છે. ત્યાંની પેઠે આપણા લોક પણ લક્ષ રાખીને જોવાની, અને જે જોયું તેને કામમાં લાવવાની મહેનત કરે, અને તેવા સંચા બનાવે, તો બહુ ધન મેળવે અને સુખી થાય.

હરિયો કહે, ખરી વાત, મહારાજ, આ તમે જે ત્રણ શક્તિઓની વાત કહી, તે હું સારી પેઠે યાદ રાખીશ, અને મારા નિશાળના સોબતીઓને પણ કહીશ. વળી અમે મોટા થઈશું, ત્યારે આપણે અહીંઆં એવાં યંત્ર કરવાને મહેનત કરીશું, કેમકે આ વાતમાં અમે સાંભળ્યું કે પેલા બેટના લોકની પાસે કંઈ નહોતું, તો પણ તે પોતાની અક્કલ ખરચીને યંત્ર બનાવી, તેના જોરથી સુખી થયા, માટે ધન મેળવવાનો અને સુખી થવાનો ખરેખરો ઉપાય એ જ છે.

ભટજી.—ખરી વાત, ભાઈ સાહેબ, અમે પણ પહેલાં નિશાળના જ ખાતામાં હતા, ત્યાં અમે આ વાત એક ચોપડીમાં વાંચેલી, તે તમને કહી સંભળાવી. કેમ, દેશાઈ સાહેબ, તમને આ વાત ગમી કે?

કસન દેશાઇ કહે, વાઃ! મહારાજ, બહુ મજેની વાત, એમાં કંઈ મણા ન મળે. પણ ચાલો, મહારાજ, વાળુ કરવાની વેળા થઈ. તમે કંઈ ખાવા પીવાનું કરો. ભટજીએ ના કહી, પણ દેશાઇનો બહુ આગ્રહ જોઈ, લાડુ, દાળ, ભાત, શાક કરીને જમ્યા; પછી રાત ઘણી થઈ, તેથી સૌ સૂઇ ગયા.

# पाठ १४२. नाम विषे.

वनिता दावानळ सूत्र मेडक जसुं

चोपाई.

नाम महिमा ते राखे कोय, एवो पुरुष ज विरलो होय,
नाम तो पाडे हेते हरि, बाळपणामां जाये[1] मरी. १
नाम धरावे छे रणछोड, भरे व्याज मोटी ए खोड,
नाम होय छे जोगीदास, वनिताओ राखे बे पास. २
नाम होय छे सुरजी जसुं, ते आंखे नहि देखे कशुं,
नामे शाकर मीठो पेर, बोली बोले कडवी झेर. ३
हीरो मोती झवेरदास, दाम मले नहि खोटो पास,
मंगळने सुखमल कल्याण, दुःख दावानळ पूठ पलाण. ४
नाम वाघ ने हाथी पेर, भार न उपडे तेथी शेर,
देव कृष्णने रामे नाम, जाणे कोण करे शां काम. ५
नाम पनोतो न मळे पुत्र, नाम हीर ने सेवे सूत्र,
नाम धन पाळ धंधो करे, धरणीधर मजूरीए फरे. ६
गिरधर नाम घणानां सार, देवो भाई उपाडे भार,
डाह्यो बोले घेला बोल, साचो तोळे ओछुं तोल. ७
भलो नाम भूलावा जाय, संतोषी ते झाझुं खाय,
राजाराम को मागे भीख, घेलो दे छे सौने शीख. ८
नानो नामे वरडो होय, प्रताप नाम ना प्रीछे कोय,
चतुर नाम ते चाडी करे, नाग नाम मेडकथी डरे. ९
ईश्वरनी जो करुणा होय, नीर नामनुं राखे कोय.

**कवि सामळभट.**

[1] जाय.

## પાઠ ૧૪૩. સારા અને નઠારા ચાલ.—ભાગ ૧.

કેટલાક લોક કહે છે કે અમારાથી હજારો વરસના જૂના ચાલ તે કેમ છોડી દેવાય? પણ એમ કોણ કહે છે કે, ચાલ જૂના થયા માટે છોડી દેવા? જૂના ચાલ ઘણા હોય છે, તેમાંથી જે સારા નજરમાં આવે તે જરૂર રાખવા, ન રાખીએ તો મોટી મૂર્ખાઈ કહેવાય. પણ એમ ન સમજવું કે ચાલ જૂના હોય, માટે બધા સારા જ હોય ને તેમાં નઠારા ન જ હોય; કેટલાક નઠારા પણ હોય, માટે સારા નરસાનો વિચાર કરીને જે સારા હોય તે પ્રમાણે ચાલવું, ને નઠારા હોય તે પોતાથી બને તેટલા પોતે છોડી દેવા, ને ન બને તેટલા ચાલ ડાહ્યા માણસને ગળે ઉતારીને એક સંપ કરીને છોડી દેવા.

પોતાના બાપ દાદાથી જે ચાલ ચાલતા આવ્યા તેમાં ફેરફાર કરવો જ નહિ, એવી વાત ડાહ્યા માણસ પસંદ નહિ કરે, કેમકે આપણા લોકમાં ડાહ્યા ડાહ્યા તથા ઘરડા ઘરડાઓએ મળીને કેટલાએક નઠારા જૂના ચાલ છોડી દીધા છે, અને નવા ચાલ પકડ્યા છે. કેટલીક નાતમાં તેરમાને દહાડે જ.નાત કરવાનો ચાલ હતો, તે મૂકી દઈને કેટલાક ઘરડાં અને ડાહ્યા માણસોએ તે જ્યારે બને ત્યારે કરવાનો ચાલ પાડયો, અને કેટલીક નાતમાં છેક કાઢી નાંખ્યો. લગ્નમાં બાયડીઓ ભુંડાં ગીત ગાય છે, તે કેટલીક નાતમાં બંધ થયાં છે.

એક જીવતી બાઈડી છતાં બીજી પરણવાના ચાલમાં કેટલીએક નાતમાં ફેરફાર થયો છે. વળી આપણા લોકમાં થોડા જ લોક ભણતા હતા, પણ હવે ઘણા લોક ભણવા લાગ્યા. એ બધા શું નવા ચાલ નહિ? જુઓ, લૂગડાં લત્તાંમાં કેટલો ફેરફાર થયો છે! પહેલાં ખાદીનાં કે દોટીનાં લૂગડાં પહેરતા; હવે ખાદીનાં થોડા જ પહેરે છે. પહેલાં લોક ઓછાં લૂગડાં

પહેરતા, પણ હવે ઘણાં પહેરે છે! પહેલાં કેટલાક લોક બટાટાનું શાખ ખાતા નહોતા, ને હવે બટાટા મળે તો હોંસે હોંસે ખાય છે. છાપેલાં પુસ્તક કોઈ જાણતું એ નહોતું, પણ હવે છાપેલા હજારો પુસ્તક લોકો વાંચે છે. એથી ઘણાં પુસ્તકો થયાં છે, ને બહુ સસ્તા મળે છે, તેથી વિદ્યા બહુ વધી છે.

---

## પાઠ ૧૪૪. સારા અને નઠારા ચાલ.—ભાગ ૨.

પહેલાં થોડા જ લોકો વહાણમાં બેશીને પરદેશ જતા, પણ હવે ઘણા એ જાય છે. હાલ કેટલાકને ઘેર ટેબલ ખુરશી છે, ને કેટલાક પાસે ઘડીઆળ છે! એ આપણા બાપ દાદાના વારામાં કોઈ જાણતું એ નહોતું. પહેલાનાં માણસ પગે ચાલીને, ગાડાંમાં, ઘોડે, વહેલમાં, કે પાલખીમાં, બેશીને જતા, પણ હમણા તો બહુ ફરક પડી ગયો છે. કેટલાક ઘોડા ગાડીમાં બેશીને જાય છે, કેટલાક વહાણમાં બેશીને જાય છે, કેટલાક આગ બોટે જાય છે, ને જ્યાં આગની ગાડીના રસ્તા થયા છે ત્યાં જોઇએ તો સેંકડો માણસ તે ગાડીમાં જતાં માલમ પડે છે.

કદાચિત્ કોઈ કહેશે કે ઉપલી વાતમાં અસલના ચાલ પ્રમાણે ચાલ્યા કર્યું હોત તો બહુ નુકસાન થાત, અને એ નવા ચાલ પ્રમાણે ચાલવાથી બહુ ફાયદા થાય છે, માટે તે પ્રમાણે ચાલીએ છીએ. એમ છે તો ઠીક; સૌએ ખોટા ચાલ છોડી દેવા. અને સારા હોય તે પકડવા, એમાં શું ખોટું? એવી રીતે નવા ચાલ પકડ્યાથી કોઈથી એમ કહેવાશે કે બાપ દાદાનાં નામને લાંછન લગાડ્યું? એમ તો કોઈથી નહિ કહેવાય, કેમકે જે રીત ભાત બાપ દાદાના સાંભળવામાં આવેલી નહિ, તેવી ઘણી એક હાલના લોકોએ પકડી છે. આપણા

બાપ દાદા તો કેટલો દહાડો ચડ્યો, તેની સૂરજ જોઈને અટકળ કરતા, તેમ આપણે હમણાં કરતા નથી, પણ ઘડી-આળમાં જોઈને નક્કી વખત જાણીએ છીએ. એથી કોઈથી એમ કહેવાશે કે ઘડીઆળ રાખ્યાં એ ખોટું કામ કર્યું અથવા કોઈથી એમ કહેવાશે કે આપણે આપણા બાપ દાદાને બટ્ટો લગાડ્યો? ફક્ત આપણે જે ઘટારત છે તે કરીએ છીએ. ત્યારે ફરીથી લખીએ છીએ કે જૂના ચાલમાંથી સારા નરસા તપાસવા, ને જે સારા હોય તે રાખવા અને નઠારા હોય તે છોડી દેવા.

## पाठ १४५. खोदे ते पडे.

એક બ્રાહ્મણ રાજાના દરબારમાં જઈને રાજાના કાનમાં આશીર્વાદ કહેતો હતો તે જોઈને હજૂરનો હજામ તે બ્રાહ્મણની ઈર્ષા કરતો હતો. તેણે બ્રાહ્મણને એકાંતે જઈને એક દહાડો કહ્યું કે તમે રાજાના કાનમાં મોં અડાડીને કંઈ કહો છો, તે તેમને ગમતું નથી, કેમકે તમારો શ્વાસ ગંધાય છે. માટે તે કહેતા હતા કે, નાક ને મોં વચ્ચે આડું લૂગડું રાખીને કહે તો સારૂં. પછી બ્રાહ્મણે કહ્યું કે હવેથી હું એ જ રીતે કરીશ. પછી પેલે હજામે એક સમે રાજાને કહ્યું કે પેલો બ્રાહ્મણ રોજ રોજ આવીને આપના કાનમાં કંઈ કહે છે, તે ઘણાં માણસ સાંભળતાં મને કહેતો હતો કે, રાજાજીનો કાન બહુ ગંધાય છે, માટે હવે તો નાકે આડું લૂગડું રાખીને હું કહીશ. પછી બીજે દહાડે પેલે બ્રાહ્મણે નાક અને મોં વચ્ચે આડું લૂગડું રાખીને રાજાના કાનમાં આશીર્વાદ કહ્યો; અને પછી સૌ સાંભળતાં બોલ્યો કે મહારાજ, હું ઘણા દિવસ થયાં ફેરા ખાઉં છું, માટે મારા ઉપર કૃપા કરો. ત્યારે રાજાએ કહ્યું કે કાલે તમને ચિઠ્ઠી મળશે. એ સાંભળીને હજામે જાણ્યું કે

રાજાને બ્રાહ્મણ ઉપર ઘણું હેત છે, માટે કંઈ રીસ ચડી નથી, અને કાલે એ બ્રાહ્મણને દક્ષિણાની ચિઠ્ઠી મળશે. એમ જાણીને તે પેલા બ્રાહ્મણને ઘેર ગયો અને તેને કહ્યું કે, મેં તમને સારી સલાહ આપી, તેથી રાજા તમારી ઉપર રાજી થયા, અને કાલે તમને ચિઠ્ઠી આપશે. તમને હવે મહિને મહિને ચિઠ્ઠી મળશે, માટે કાલની ચિઠ્ઠી તમારે મને આપવી લાયક છે. બ્રાહ્મણે એ વાતની હા પાડી. બીજે દહાડે જઇને નાકે આડું લૂગડું રાખીને આશીર્વાદ કહ્યો, ત્યારે રાજાએ કોટવાલ ઉપર એક ચિઠ્ઠી લખી કે આ ચિઠ્ઠી લાવનારને તુરત ગધેડે બેસાડીને તેની ફજેતી કરીને ગામ બહાર કાઢી મૂકજો. એ ચિઠ્ઠીમાં સહી કરી ગુંદરે બીડીને બ્રાહ્મણના હાથમાં આપી ને કોટવાલ પાસે મોકલ્યો. તે સમે દરબારની દેવડીએ પેલો હજામ બ્રાહ્મણની વાટ જોઇને બેઠો હતો, તેને બ્રાહ્મણે તે ચિઠ્ઠી આપી. તે લઇને હજામ કોટવાલ પાસે ગયો. કોટવાલે તેમાં લખ્યા પ્રમાણે તુરત કર્યું. ત્યારે તે લુચ્ચા હજામને ખાડો ખોદે તે પડે, એ કહેવત ખરી લાગી, ને તે મનમાં ઘણો પસ્તાયો, ને ફરીથી એવું કામ કદી કર્યું નહિ.

---

## पाठ १४६. पाकुं हैयुं.

### ફગવું ફિટકાર ડગમગતું મરદ

કોઈ માણસના મનમાં એમ આવે કે આવું કરવું એ ખોટું છે, અથવા પોતાના ઘરમાં ફલાણો ચાલ છે તે ઠીક નથી, અથવા સગાં વહાલાં જોડે કે નાત જોડે વહેવારમાં કંઈ ફેરફાર કરવાની જરૂર છે, અથવા ઝીણી નજરે વિચાર કરતાં નક્કી સમજાય કે, એ તો બંધ કરવું કે ફેરવવું જોઈએ; પછી તે પ્રમાણે કરવાનો તે નિશ્ચય કરે છે. બીજે દહાડે પાછો વિચાર કરે છે જે વારૂ, આમ કરીએ તો કંઈ નુકસાન તો નહિ થાય

લોક વાતો તો નહિ કરે? લોકમાં માઠું તો નહિ કહેવાય? હશે હમણા છે તેમનું તેમ ચાલવા દો, હજી વખત નથી આવ્યો, એવું ધારી પોતાનું મન ફેરવી નાંખે છે, પણ મનમાંથી વહેમ જતો નથી. પાંચ સાત દહાડા કેડે વળી તેનો વિચાર કરે છે; ધારેલો ફેરફાર કરવાથી ઘણો ફાયદો થાય છે, તે કરવાની જરૂર છે, લોક વાત કરશે તો શું થયું? જગતને મોઢે કંઈ ઢાંકણું છે? ચાર દહાડા બોલીને રહેશે, બીજાં ઘણાં માણસ એથી મોટાં મોટાં પરાક્રમ કરી ગયાં છે, તો એટલું પણ મારાથી ન થાય ત્યારે જીવ્યું શા કામનું? બધા કાળમાં અને બધા દેશમાં લોક પહેલાં તો જે કોઈ જૂના ચાલમાં ફેરફાર કરે તેની સામા થાય છે, પણ પછવાડેથી જ્યારે ગુણ દેખાય છે, ત્યારે નરમ પડીને સામાં વખાણ કરે છે. એવા એવા વિચાર કરવાથી જરા હિંમત આવે છે, ને થોડો આરંભ કરે છે; પણ એટલામાં કંઈ ઓચિંતી અડચણ આવી પડે છે; તેથી વળી મન ફરી જાય છે, ને વધારે આગળ ડગલું ભરવાની તેની હામ ચાલતી નથી. સગાં વહાલાંના ફિટકારથી અકળાઈ જઈને તેની ઉલટ ભાંગી જાય છે, ને મન ખાટું થાય છે, એટલે તે વાત રહેવા દે છે. વળી થોડા દહાડા પછી એ વાત સાંભરી આવે છે, પણ હમણા એવું કરવાનો સમો નથી એમ કરી મન વાળે છે.

જેનું મન એની પેઠે ડગમગતું નથી તેવા મરદ માણસના મનમાં આવી વાત આવે તો તે કંઈ એની પેઠે હઠે નહિ, તેના મનમાં તો એક વાત સારી છે એમ વસ્યું, એટલે તે તેની પછવાડે મચે, ને કર્યા વિના છોડે નહિ, પછી જે થવાનું હોય તે થાય; તે કશાથી ડરે નહિ, ને જે દુઃખ પડે તે વેઠે. કાચા ને પાકા હૈયાવાળામાં એટલો ફેર છે.

# पाठ १४७. आबुनुं वर्णन.—भाग १.



રજપૂતસ્થાનના શિરોહીના રાજ્યમાં આ પ્રસિદ્ધ ડુંગર આવેલો છે. તે ડીસાથી અગ્નિ કોણમાં પિસ્તાલીસ માઈલ છે. અને સિદ્ધપુરથી પચાસ માઈલ છે. એ અરવલીના પહાડોનો ભાગ ગણાય છે, તો પણ એ બેની વચ્ચે પંદર માઈલની એક ખીણ આવેલી છે. અને તેમાં થઈને બનાસ નદી વહે છે. એના પશ્ચિમ અને ઉત્તર બાજુના ઢોળાંવ ઘણા સીધા છે. પૂર્વ અને દક્ષિણ પાસાં ખડબચડાં અને ખીણોવાળાં છે. પૂર્વ બાજુએ અગીઆર માઈલ લાંબો ગાડાં જવાનો રસ્તો એ ડુંગર સુધી જાય છે. એનું ઊંચામાં ઊંચું શિખર દરિયાની સપાટીથી સાડા પાંચ હજાર ફીટ કરતાં વધારે છે.

"રજપૂતાના સ્ટેટ રેલવે" ના 'આબુ રોડ' સ્ટેશનથી એનો ચડાવ સોળ માઈલ દૂર છે. ત્યાં અંગ્રેજી છાવણી, એક ખ્રિસ્તિ દેવળ, હોસ્પિટાલ, અને ઈંગ્રેજી સોલજરોનાં છોકરાંને શીખવાને નિશાળ છે. છાવણીની પાસે નખી તળાવ નામે અર્ધો માઇલ લાંબું સુંદર તળાવ છે. એમાં પાણી વધારે રાખવાને તેની એક બાજુએ બંધ બાંધવામાં આવ્યો છે. એ તળાવનો દેખાવ ઘણો રમણિય છે. આબુના ઢોળાવ ઉપર તથા તળેટીમાં ઘાડાં જંગલ આવેલાં છે, તેમાં પુષ્કળ વાંસ અને બીજાં ઝાડ છે. એ જંગલોમાં વાઘ, ચિત્તા અને કાળાં રીંછ જોવામાં આવે છે. આબુના પહાડ ઉપર ઊંચાં ઊંચાં ઘણાં શિખરો છે. ગુજરાત ભણીથી જવાનો ચઢાવ ગિરવર ગામથી છે. તે રસ્તે પહેલી ટૂક આવે છે, તેના પર એક નાની સરખી વાડીમાં વશિષ્ઠ મુનીનો આશ્રમ છે. ત્યાં એક નાની દહેરીમાં એ ઋષિની કાળા આરસ પહાણની મૂર્તિ છે. તેમાં દિવસમાં ત્રણ વખત ચોઘડીઆં વાગે છે, તથા ખડકમાંથી કોરી કાઢેલા ગાયના મોઢામાંથી નીચે એક કૂંડીમાં ધોધનું પાણી પડે છે.

## पाठ १४८. आबुनुं वर्णन.—भाग २.

નખી તળાવની પાસે દેવળવાડા અથવા દેલવાડા નામે દેવળોનો જથો છે ત્યાં શ્રાવકોનાં ઘણાં દહેરાં છે, તેમાં વિમળશા અને તેજપાળનાં દહેરાં ઘણાં જૂનાં છે. સૌથી જૂનું વિમળશાનું છે. એ દહેરાંની બાંધણી એવી ખૂબસુરત છે કે યૂરોપનાં કોઈ મકાનોની કારીગરી એની બરોબરી કરી શક્તી નથી. આખૂં દેરાસર ધોળા આરસ પહાણનું છે. અને તેના ઉપરનું કોતર કામ એટલું બારીક છે કે જાણે તે મીણનાં બીબાંમાં ઉતારી લીધું હોય એવું દેખાય છે. દરેક દેરાસરમાં

દેવને બેસવાના ગંભારની આગળ સભા મંડપ છે અને તેના ઉપર આઠ ખૂણીઆ ઘુમટ કરેલા છે. આસપાસના થાંભલાઓની હાર ઉપર પણ ઘણાએક ઘુમટ કાઢેલા છે. તેજપાળના દેવળના ઘુમટની વચ્ચેની કારીગરીથી તો આડો આંક છે.

આબુનું ઊંચામાં ઊંચું શિખર ઋષ્યશૃંગનું કહેવાય છે. એના ઉપર ઘણે ઊંચે એક નાનો કોટ છે. તેની એક બાજુએ એક ગુફા છે, તેમાં દત્તાત્રયનાં પગલાં છે. બીજી બાજુએ રામાનંદની પાદુકા એટલે પાવડી છે. એ પર્વત ઉપર બીજી ઘણી ગુફાઓ છે.

ઋષ્યશૃંગથી ઉતરતાં તરત જ અગ્નિકુંડ આવે છે તે આસરે નવસેં ફીટ લાંબો અને બસેં ચાળીસ ફીટ પહોળો છે. તેને નક્કર ખડકમાંથી કોરી કાઢી તેમાં બહુ જ મોટી છાટો જડી દીધી છે. કુંડની વચ્ચે ખણ્યા વિનાની ગચ્છી રાખેલી છે તેના ઉપર જગદંબાના દહેરાનું ખંડેર છે. એ કુંડની ઉત્તર ભણીના નાકા ઉપર પાંડવોનાં નાનાં દેવાલયો છે, તે પણ પડી ગયાં છે. પશ્ચિમ દિશાએ અચળેશ્વરનું દહેરૂં છે તે મોટું નથી પણ ઘણું જૂનું હોય એમ દેખાય છે.

અચળગઢનાં કિલ્લામાં એક "શ્રાવણ ભાદરવો" નામનું તળાવ છે. તેમાં બારે માસ પુષ્કળ પાણી ભરાઈ રહે છે, તેથી તેનું એવું નામ આપેલું છે.

---

## पाठ १४१. आबुनुं वर्णन (कविता).

गिरि राज ख्यात मिष्ट स्वादु

भुजंगीछंद.

भलो दूरथी देखतां दील भाव्यो,
चढी जेम आकाशमां मेंह आव्यो;
दॅीसे कुंडनो देवता वीज जेवो,
दॅीठो आज आबु गिरि राज एवो. १

तिथि पूनमे शोभॅीता सांज टाणे,
बन्या घंट बे सूर्य ने सोम जाणे;
दॅीपे देव हाथी कहे कोई केवो,
दीठो आज आबु गिरि राज एवो. २

कदी उपरे जै जुओ आंख फाडी,
झुकी झाडनां झंडनी झाझॅी झाडी;
महा स्वादु माग्यो मळे मिष्ट मेवो,
दॅीठो आज आबु गिरि राज एवो. ३

वसे वाघ ने वांदरा सिंह हर्णा,
झरे निर्मळां नीरनां नित्य झर्णा;
शॅीळो ने सुगंधी वहे वायु तेवो,
दॅीठो आज आबु गिरि राज एवो. ४

भला फूलनी त्यां फॅूली फूल वाडी,
कॅूवा वाव ने कुंड ओपे अगाडी;

वडां देवळोमां वसे वास देवो,
दीठो आज आबु गिरि राज एवो. ५

बन्या बंगला ने बन्यां त्यां बजारो,
रुडा रोजगारी करे रोजगारो;
मळे माल लेनारने होय लेवो,
दीठो आज आबु गिरि राज एवो. ६

[1]तहां तेर गाउ तणे तो तळावे,
पीवा गाम अग्यारना लोक आवे;
[2]जहां जेठ मासे न दीसे [3]प्रसेवो,
दीठो आजआबु गिरि राज एवो. ७

अषाडे परां वादळां पास आवे,
जतां वेंत जोवानी जुक्ति जणावे;
धूमाडो धूर्णीनो तमे जेम टेवो,
दीठो आज आबु गिरि राज एवो. ८

जूनां जैननां हिंदुनां स्थान जेमां,
अति ख्यात छे अर्बुदा देवी एमां;
कही ते कथा जाणवा जोग कामे,
रच्या छे रुडा छंद दलपत्तरामे. ९

---

१ त्यां. २ ज्यां. ३ परसेवो.

